# અરદાવીરાફ નામું

## (ભાગ પેહેલો)

મી૦ મેડોકસના અંગ્રેજી કાવ્યરૂપી તરજુમા
ઉપરથી ગુજરાતી બેતમાં
(આવૃત્તિ બીજી),

તથા

ફીરદોસી તુસીના શાહનામા માંહેલાં થોડાંક
દાસ્તાનો ગુજરાતી બેતમાં.

---

કર્ત્તા-જેહાંગીર બરજોરજી સંજાણા, બી.એ., (તે સેક્રેટેરીઅટના માજી વડા સુપ્રીનટેન્ડન્ટ, પુનાના માજી ઓનરરી માજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના માજી દીવાન, તથા સુરતની પારસી પંચાયત બોર્ડના સેક્રેટરી.)

---

રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ સાંજ વર્તમાન પ્રેસમાં નાં. ૨૨-૨૪-૨૬,
મીન્ટ રોડ, કોટ, મુંબઇ મધ્યે છાપ્યું તથા જેહાંગીર બરજોરજી
સંજાણાએ સુરત મુગલીસરા મધ્યે પ્ર  કર્યું છે.

---

કિંમત રૂ. ૧॥.

# અરદાવીરાફ નામું

## (ભાગ પેહેલો)

મી૦ મેડોકસના અંગ્રેજી કાવ્યરૂપી તરજુમા
ઉપરથી ગુજરાતી બેતમાં

(આવૃત્તિ બીજી),

તથા

## ફીરદોસી તુસીના શાહનામા માંહેલાં થોડાંક
## દાસ્તાનો ગુજરાતી બેતમાં.

---

કર્ત્તા—જેહાંગીર બરજોરજી સંજાણા, બી.એ., (તે સેક્રેટેરીઅટના માજી વડા સુપ્રીનટેન્ડન્ટ, પુનાના માજી ઓનરરી માજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના માજી દીવાન, તથા સુરતની પારસી પંચાયત બોર્ડના સેક્રેટરી.)

---

રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ સાંજ વર્તમાન પ્રેસમાં ના. ૨૨–૨૪–૨૬,
મીન્ટ રોડ, કોટ, મુંબઇ મધ્યે છાપ્યું તથા જેહાંગીર બરજોરજી
સંજાણાએ સુરત મુગલીસરા મધ્યે પ્રગટ કર્યું છે.

---

કિંમત રૂ. ૧॥.

આ પુસ્તક,

સાહાસિકપણું, સખાવત, તથા સ્વધર્મની દાઝ,

જે ત્રણ ગુણો પારસી કોમની મગરૂરી

ભરેલી કિમતી મીરાસ છે,

તે ઉમદા ગુણો ધરાવનાર,

કરાંચીવાસી શેઠ અરદેશર હોરમસજી મામાને

માહરા તરફની એક અદના પિછાન તરીકે

હું માન તથા હેત સહિત

અર્પણ કરૂં છું.

# સાંકળિયું.

પાનું.

## શાહનામાંમાંથી ત્રણ દાસ્તાનો:—



---

# દીબાચો.*

પારસી કોમ એક અતિશ્ય ન્હાની કોમ છે. દુન્યાની બીજી કરોડોની કોમોમાં એ આપણી કોમ દરીઆનાં પાણીમાં એક ટીપાં જેટલી છે. છતાં એ આપણો ટોળો તેના કેટલાક ખુબીવંતા ગુણોના સબબે જગઆશકાર છે, તથા ભારતખંડના વિશાળ દેશમાં ઘણીક રીતે અગ્રપદે છે. એ ગુણોમાં (૧) સ્વધર્મ તરફ જાનફેશાની અને પરધર્મો તરફ માન, દીલસોજી અને સહનશીલતા, (૨) ઉદારતા, સખાવત અને પરોપકાર, તથા (૩) સાહસિકપણું અને જાતી ચંચળાઇ, એ ત્રણ મૂખ્ય જગ્યા લે છે.

પુરાતન પ્રખ્યાત પારસી પાદશાહતની હસ્તી રહી નથી; ત્રણ ત્રણ ખોહોળા ખંડો ઉપર જેઓના કીર્તિવંત ઝુંડાઓ લાંબી સદીઓ વેર ફડફડતા રહ્યા, તેઓની ઓલાદની હવે એક અર્ધગાઉ જેટલી જગ્યા ઉપુર પણ હકુમત છે નહીં. પરંતુ આપણા કદીમ પ્રતાપી પૂર્વજો આપણને કેટલોક પરંપરાગત બેમુળ હદીઓ વારસામાં આપી ગયા છે,—એક અશો માઝદયસ્ની દીન, બીજું તેમની અમર કીર્તિ, અને ત્રીજું તેમના ઉંચ સદગુણો,—તે અમૂલ્ય હદીયો આપણા હ્રદયમાં જાળવી રાખી આપણી આવતી ઓલાદોને પેહેડી દર પેહેડી આપતા જવું એ નિઃસંશય અવશ્ય છે.

રે આવે છે યાદ જ્યારે વતન અસલ,
અજબ જુસ્સો જાગે છે જીગર અંદર,
ખીલાવે બગીચો વસંતની ફસલ,
તેમ ખીલવે છે ઇરાનની યાદ અમ જીગર.
ન દીલ કીયું ધપકે દેશભક્તિથી પુર?
ન કોણ નીજ વતનપર અખંડ રાખે પ્યાર?

---

* આ દીબાચામાં જે તવારીખી એહેવાલો આપ્યા છે તે મી૦ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ., ના પુરાતન ઇરાનનો ઇતિહાસ, ભાગ બીજા, નામના ગ્રંથમાંથી લીધેલા છે.

છે કોણ પારસી પુત્ર જે ન રેહે મગરૂર,
પરાક્રમી વડવાનો કરતાં વિચાર?
ઇરાન, ઓ ઇરાન, પ્યારાં વતન ઇરાન!
જ્યાં ક્ષત્રપ ને શાહોએ ધીકાવ્યાં રાજ,
પેશદાદી, કૈયાની, હખામની, સાસાન,
અમલ જેમના યાદગાર છે હજીબી આજ.
ન મુલ્કે ઇરાન પર થતો સૂર્ય અસ્ત,
ફેલાયલો એવો તેનો વિસ્તાર ચોગમ,
ઘણાએક દેશો પર લંબાયલો દસ્ત,
ઘણાએક ખંડણીયા પર ચાલતો હોકમ.
યુરોપ, એશિયા, આફ્રિકા, ત્રણ ખંડોપર
ફરી વળતા ઇરાની જંગી સીપાહ
ઇરાની સુધારો ફેલાવવા હોંસભર,
ફેલાવવા ભલી પાક અહુરમઝદની રાહ.
સવારી, તીરંદાજી, સત્ય કલામ,
ઇરાની યુવાનો એ શીખતા પ્રથમ,
બનાવ્યું એથી એમને કીર્તિવંત નામ,
જે કીર્તિ તવારીખમાં નોંધાઇ મક્કમ.
છે ઇરાનની પુત્રીઓ વળી મશહુર;
થયું જેમથી ઇરાનવેજ જગમાં આશકાર,
શુરાતન ને ખુબસુરતી બંનેમાં પુર,
ધણીપર ફીદા, ધર્મપર ઓસ્તવાર.
રોદાબે, મનીઝે, તેહેમીના, શીરીન,
ને ગોરદાફ્રીદ બહાદુર સમ બાનુ અનેક,
ગજાવી ગયાં છે ઈરાન સરજમીન,
વધારી ગયાં છે ઇરાનવેજનો ટેક.
શુરા સામ, નરીમાન તુસ, ઘસતેહમ,
ફરામોર્ઝ, સોહોરાબ, બરજો નામદાર,
જહાંજોય પેહેલવાન તેહેમતન રૂસ્તમ,
ધુજાવી ગયા જગ એ સીપાહસાલાર,

મહા સાઇરસ, દરાયસ, નોશીરવાન શાહ,
ને બેહેરામ ને નેક અર્દશીર બાબેકાન,
શોભાવી ગયા શાહી તખ્ત ને કોલાહ,
ફેલાવી ગયા બુલંદ કીર્તિમાન નામ.
તે વ્હાલા વતનની ચહડે યાદ હંમેશ,
ને ઉભરે અભિમાન યાદ તેની થતાં,
ભુલાય ન કબી અમ કદીમ ઇરાન દેશ,
ન વિસરાય એની યાદ જુઓ જતાં.

પારસી શાહનશાહતે સ્થાપનાર અને ફેલાવનાર મહાવીરો સાઇરસ ધી ગ્રેટ તથા દારયવહુશ (દારાયસ હીસ્તાપીસ)નાં નામો તથા કામો તવારીખમાં જાવેદાન નોંધાઇ રહેલાં છે; અને એઓની આગમચ તેમજ એઓની પાછળ, પ્રાચીન તેમજ અર્વાચીન કાળમાં, ઘણાએક નામવર પારસી વીરલાઓ થઇ ગયા છે, જેઓ સર્વે તેઓનાં માહભારત પરાક્રમો અને અદભુત શૂરાતન તેમજ તેઓની પરહેઝગારી, અશોઇ, અને ધર્મનિષ્ટતા માટે ભારે ખ્યાતિ પામી ગયા છે. એઓની યાદગાર તવારીખ જેમ વધુ આપણા જુવાન્યાઓમાં વાંચવામાં આવે તેમ કોમને ફાયદાજ છે, સબબ કે—

Lives of great men all remind us
We can make our own sublime,
And departing, leave behind us
Footprints on the sands of time—(લોંગફેલો).

નામાંકીત દારયવહુશની હકુમત ત્રીસ રાજ્યો ઉપર ચાલુ હતી. નક્ષે રૂસ્તમ પર્વત ઉપર એ નામદારે લેખો કોતરાવ્યા છે તેમાં એ જાહેર કરે છે કે અહુરમઝદની મેહેરથી (૧) પાર્સ ઉપરાંત નીચલા દેશોને મેં કબજે કીધા તેઓ ઉપર મેં રાજ્ય કીધું, તેઓ મારે માટે ખંડણી લાવ્યા, તેઓને મારા તરફથી જે ફરમાવ્યામાં આવ્યું તે તેઓ બજા લાવ્યા, અને તેઓમાં મારો કાયદો ચાલ્યો:—(૨) મીડયા, (૩) સુસ્યાના, (૪) પાર્થ્યા, (૫) આર્યા, (૬) બેક્ત્રીઆ, (૭) સોગ્ડીઆના, (૮) ખોરેઝમીઆ, (૯) દ્રેન્જયાના, (૧૦) એરેખો-

શીઆ, (૧૧) થતગુશ, (૧૨) કન્દાર, (૧૩) હિંદ, (૧૪) સ્કીથ્યા હોમાવર્કા, (૧૫) સ્કીથ્યા તિગ્રખૂદા, (૧૬) બેબીલોન, (૧૭) એસીર્યા, (૧૮) એરેબ્યા, (૧૯) ઇજીપ્ટ, (૨૦) આર્મીન્યા, (૨૧) કેપેડોક્યા, (૨૨) સ્પર્દ, (૨૩) આયોન્યા, (૨૪) દર્યાની પેલે પારનો (યુરોપ્યન) સ્કીથ્યા, (૨૫) સ્કુદ્ર, (૨૬) લાંબા બાલવાળા (યુરોપ્યન) યુનાનીઓનો મુલક, (૨૭) પુતિઆ, (૨૮) કુશિઆ, (૨૯) મચિઆ, (૩૦) કર્કા.

આવો ફર્રેહમંદ, જોરમંદ, ને દબદબાભર્યો શાહોનો શાહ પણ પાક અહુરમઝદની રાહે ચાલનારો અને પુરી નમનતાઇ ધરાવનારો વીરયો હતો તેનો પ્રત્યક્ષ દાખલો એનો સદરહુ લેખ પોતે પુરો પાડે છે, જેમાં એ અશો વીરનર જણાવે છે કે જે કાંઇ મેં કીધું તે સર્વે અહુરમઝદની મેહેરથી કીધું. અહુરમઝદે મને મદદ કીધી તેથી મારૂં કામ હું બજા લાવ્યો. અહુરમઝદ મારો, મારી કોમનો, અને મારી શાહનશાહતનો બચાવનારં થાઓ! અહુરમઝદને આ મારી નમનતાઇ ભરેલી જે અરજ છે તે અહુરમઝદ બક્ષો! ઓ ઇન્સાન! જે કાંઇ અહુરમઝદનાં ફર્માનો છે તે તારી નજરે ખુલ્લાં થાઓ! સચાઇનો રસ્તો તું મા છોડતો! આડો મા ચાલતો, પાપ મા કરતો!"

જમાનાની ગીર્દશથી પારસી ધર્મ અને ધર્મ–સાહિત્યના બાબમાં અવારનવાર ઘણા કમનસીબ ઐયામો આવી ગયા છે. ઇ. સ. પૂ. ૩૨૯ માં એલેકઝાન્દર ધી ગ્રેટે ઇરાન સર કીધું, ત્યારે આપણી દીનનું ઘણું સાહિત્ય નાશ પામ્યું. તે સાહિત્યનાં બે મોટાં જાહેર પુસ્તકખાનાં હતાં, તેમાંનું એક જે દજે નપીશ્ત નામનું ઇસ્તખર (પર્સીપોલીસ)માં હતું તે એલેકઝાન્દરે બાળી નાશ કીધું, અને બીજું જે ગંજ શપીગાન નામનું હતું તેનાં પુસ્તકો યુનાનીઓ ઉઠાવી ગયા.

ઇ. સ. ૫૧ માં શાહનશાહ વલ્ખશ પહેલો (Vologeses I) પાર્થ્યાના તખ્ત ઉપર બેઠો. તેણે પોતાના એક ભાઇને મીડયાનું તખ્ત અને બીજા ભાઇ તીરીદાતીસને આર્મીન્યાની ગાદી અપાવી. વલ્ખશ જેટલો શુરવીર હતો તેટલોજ ધાર્મિક હતો. પાક અવસ્તાનાં લખાણો જે સીકંદરના વખત પછી વેરવીખેર પડેલાં હતાં તેનો તેમજ અવ-

સ્તાને લગતાં સર્વ પ્રકારનાં લખાણોનો તેણે સંગ્રહ કરાવ્યો; અને પાક માઝદયસ્ની દીનને સજીવન કરવાના સર્વ પ્રકારના ઉપાયો તેણે લીધા. એના ભાઇ તીરીદાતીસને પણ ધર્મ સાથે ઘાડો સંબંધ હતો. કેમકે તે એક દસ્તુરનો દરજ્જો ધરાવતો હતો. એવું કહે છે કે રોમના શાહાનશાહ નીરોએ પોતાને માઝદયસ્ની દીનમાં લેવા તીરીદાતીસને અરજ કીધી હતી, પરંતુ કોઇ કારણને સર તેણે તે અરજ નાકબુલ કીધી હતી. આ વિચારવા જોગ બાબત છે કે જો નીરોને તીરીદાતીસે માઝદયસ્ની ધર્મમાં લીધો હતે, તો એ આપણી માઝદયસ્ની દીન યુરોપખંડમાં આજે આપણે કેટલી ફેલાઈ ગયલી જોતે. છતાં વખત પોતાનું કામ કર્યો જાય છે, અને યુરોપ તથા અમેરીકા ખંડોમાં હાલમાં હજારો કુટુંબો માઝદીયસ્નાન દીન પાળે છે, તથા ધી માઝદીયસ્નાન નામનું એક માસીક આજે વર્ષો થયાં તેઓ તરફથી બહાર પડે છે. પશ્ચિમ તરફના એ માઝદીયસ્નાન ટોળાના વડા દસ્તુર ડોકટર ઓટોમન હનીશ ઝોરોએસ્તરને મલવાની અને લનડન શેહેરના ઇઓલયન હોલમાં તેનું વાકયચાતુરી ભરેલું ને બોધ્ધદાયક ભાષણ સાંભળવાની ૧૯૧૧ ના સાલમાં મને નહીં ધારેલી તક મલી હતી. એ માઝદીયસ્નાનો અશો જરાથુશ્ત્ર પેગમ્બર સાહેબની ખાલેસ દીનનાં મૂખ્ય તત્વો પાળે છે તથા તેનાં કેટલાંક ફરમાનો એઓએ અખત્યાર કીધાં છે. પરંતુ એઓ આપણી જરથોસ્તી કોમની બધી દીન આઇનની ક્રિયાઓ કરતા નથી અને રસમો પાળતા નથી. એજ મુવાફેક પાર્થ્યનો પણ તે વખતના પારસીઓ જેટલા ચોખા દીનદાર ન હતા, જો કે તેઓમાં વલ્ખશ જેવા ચુનંદા માઝદયસ્ની શાહાનશાહો થઇ ગયા છે; અને તેઓએ ઘણીક રીતે પાક માઝદયસ્ની દીનમાં બીગાડો થવા દીધો હતો.

છેલ્લા પાર્થ્યન શહેનશાહ અર્તબાનુશનાં વડપણ હેઠળ પાર્સના મુલકમાં પાપક અથવા બાબક નામનો બાદશાહ રાજ ચલાવતો હતો. હખામનીશી શાહનશાહી કુટુંબના એક શાહઝાદાએ પડતીના વખતમાં હિંદ તરફ જઇ વાસો કીધો હતો, તેનો સાસાન નામનો નબીરો પાપકની નોકરીમાં પોતે કેવી બુલંદ તોખમનો છે તે વાત છુપાવી રાખીને રહેલો હતો. પણ પાછળથી જ્યારે તે બાદશાહને એની

શાહનશાહી તોખમની કાઇ રીતે ખબર થઇ, ત્યારે તેણે પોતાની બેટી સાથ તેની શાદી કરી તેને બુલંદ મરતબો બક્ષ્યો. એ બાદશાહ-ઝાદીએ એક બેટાને જન્મ આપ્યો જેનું નામ અર્તક્ષત્ર અથવા અર્દશીર પાડયું. બાદશાહ પાપકે એ બચ્ચાંને કેળવણી આપવામાં કંઇ ખામી રાખી નહીં, અને પોતાને પેટે કોઇ બેટા નહીં હોવાથી એને પાળક કરી લીધો.

પાપક ગુજરવા બાદ તેની પાર્સની ગાદી પર બેસવાનો અર્દ-શીરને હક હતો, પરંતુ શહેનશાહ અર્તબાનુશે તે તેને લેવા દીધી નહીં. એથી અર્દશીરને ભારે ક્રોધ ચહડયો, અને તે વેળા એ અર્તબાનુ-શનીજ દરબારમાં રહેતો હતો, ત્યાંથી એકદમ પાર્સ તરફ જવા નીકળી પડયો. અર્તબાનુશે એની પુઠ પકડી પણ તે હાથ આવ્યો નહીં અને સલામત નીકળી ગયો. પારસીઓએ હખામનીશી શાહનશાહોની ઓલાદથી ઉતરી આવેલા એ અર્દશીર ઉપર મોહોટી ઉમેદો બાંધેલી હતી. તેઓ માંહેલા કેટલાક બાહાદુર અને ખાનદાની વીરાઓ તેને સામે મળવા દોડયા અને પોતાની સેવા તેમજ પોતાનું સર્વસ્વ તેને અર્પણ કર્યાં. બુલંદ દરજ્જાનો સરદાર બનાક પોતાના પાંચ પેહેલવાની પૂત્રો તથા કેટલીક શૂરી સેના સાથે અર્દશીરને જઇ મલ્યો. આ મેળાપની જગાએ અર્દશીરે રામેશ્ને અર્તક્ષીર નામનું શેહેર વસાવ્યું; અને જ્યારે દર્યા કાંઠા તરફ તે સલામત જઇ પૂગ્યો ત્યારે પાક દાદાર અહુરમઝદની સેતાયશ કીધી અને તેના શુક્રાના માન્યા. આ બીના જાણવા યોગ્ય છે કે આપણા કદીમ મહાન શાહો, શેહેનશાહો અને શૂરા પેહેલવાનો હરેક કામ અહુરમઝદનું પાક નામ ઝબાન ઉપર લઇને કરતા અને વખતોવખત તે દાદગરની શુક્રગુઝારી કરવાને ચુકતા નહીં હતા.

આયંદેહ શેહેનશાહ અર્તબાનુશ સાથે તે જંગમાં ઉતર્યો અને ઇ. સ. ૨૨૬ માં પાર્થ્યનોને હોરમઝનાં મેદાનમાં જબરી શીકસ્ત આપી, તેઓની મહાન શાહનશાહતનો અંત આણ્યો.

ઘણાએક મુલકોના બાદશાહો જેઓ માથું ફેરવી બેઠેલા હતા, તેઓને જેર કરવાને હવે એણે નિશ્ચય કીધો. કુર્દીસ્તાન, એબીલોન,

હિંદુસ્તાન અને સ્કીથ્યન મુલકો એણે જીતી લીધા. ત્યારબાદ રોમ તરફ એણે નજર દોરવી. ચારસો કદાવર અને દમામદાર પારસીઓને સુનન્દા ઘોડાઓ, ઉમદા હથ્યારો અને કીમતી પોશાકથી સજ કીધા, અને રોમન શેહેનશાહ એલેકઝાન્ડર સીઝેરસ ઉપર એક ફરમાન-નામું આપી તેઓને મોકલ્યા. એ નામામાં એ પારસી વીરનરે રોમનોને તાકીદ કીધી કે "છેક પ્રોપોન્ટીસ અને ઇજ્યન સમુદ્ર સુધીના એશીયાના તમામ મુલકો મહાન સાઇરસે જીતી લીધા હતા, અને લાંબા વખત સુધી તેના વારસોના હાથમાં રહ્યાં હતા, અને કેર્યા તથા યુનાનના મુલકો ઉપર પારસી સેટ્રેપો હકુમત ચલાવતા હતા. જ્યારે છેક ઇથ્યોપ્યા સુધીના આફ્રીકાના દેશોએ તેઓની સાહેબી કબુલી હતી. એ સરઝમીનો ઉપરના પારસીઓના હકો ઉપર ત્રાપ પડી હતી, પણ તેઓ કંઇ નાશ પામ્યા નથી. અને જ્યારે શાહાનશાહી નસલની બરકતથી અને બાહાદુરી ભરેલી જીતોથી ઇરાનનું તાજ હમારે માથે બેઠું છે, ત્યારે હમારા દરજ્જાની પેહેલી ફરજ એ છે કે હમારી સલતનતને તેના અસલ વિસ્તાર અને જાહોજલાલીએ હમો પોહોંચાડીએ. તેટલા માટે હમો મહાન શાહનું આ ફરમાન છે કે રોમનોએ અસલી પારસી શેહેનશાહતના તમામ મુલકોમાંથી એકદમ ચાલી જવું અને યુરોપમાંની પોતાની સલતનત ઉપર સંતોષ પકડવો."

આ ડરાવનારા ફરમાનથી રોમનો જેવી લડાયક કોમ તદન દબી જઇ મુંગે મોહોડે ગાંસડા પોટળા બાંધીને એશીઆ માંહેલા પોતાને તાબેના મુલકો એકદમ છોડી દઇ પોતાનાં રોમ વતન જવા ચાલતી પકડે એમ તો બનેજ નહીં. તેઓએ લડવાની તૈયારીઓ કરવા માંડી. મગર મહાવીર અર્દશીર બહુ ઝડપી કુચોથી પોતાની શુરી સેના લઇ તેઓની સામે ધસી ગયો તથા અનેક હુમલાઓથી તેઓનો પરાજય કરી, એશિયા લગભગ છોડી જવાની તેઓને ફરજ પાડી. એ ઉપરાંત આર્મીન્યાનો મુલક પણ કબજે કીધો.

આ પ્રકારે પારસી પાદશાહીનો એકદમ ડંકો વાગતો કીધા પછી, એણે પોતાની ઓહળી શાહનશાહતમાં હર તરેહના સુધારા

વધારા કરવા માંડ્યા. તેમજ ખાલેસ જરથોશ્તી દીન જે વખતના વમલથી ચુથાઇ જવા પામી હતી, તેને પહરેજગાર અને બાહોશ તન્સરની મદદથી પાછી તેના અસલ નીર્મલ રૂપમાં લાવવાને પ્રયોજન કરવા માંડ્યો. એકઠા કરેલા અવસ્તાનો પહેલવી ઝબાનમાં તરજુમો તથા શરેહ કરાવવા માંડયાં. ઠેકાણે ઠેકાણે એબાદતખાનાઓ બાંધ્યાં અને ત્યાં પુસ્તકખાનાંઓ સ્થાપ્યાં. વળી અર્દાવીરાફ નામના અશો પહરેઝગાર ધર્મગુરૂને તેણે આશરો અને ઉત્તેજન આપ્યાં, તેની અદભુત શક્તિઓ જોવા જાણવાની લોકોને તક કરી આપી, અને તેમ કરીને લોકોની દીન ઉપરની આસ્થા વધારી.

આ પવિત્ર ધર્મગુરૂએ એક નવીસંદા પાસે જે નામું પેહેલવી ભાષામાં લખાવ્યું હતું તે અરદાવીરાફ નામું પારસીઓમાં ઘણું જાણીતું છે અને જુના વિચારના ઘણાઓને બહુ માનીતું છે. ઘણી ભાષાઓમાં એના તરજુમા કરવામાં આવ્યા છે. છેક ૧૦૪ વર્ષની વાત ઉપર એનો અંગ્રેજી ભાષામાં તરજુમો મી૦ ટી૦ એ૦ પોપે પ્રસિદ્ધ કીધો હતો, અને ત્યારબાદ ૧૯૦૪ ના સાલમાં મદરાસવાળા મી૦ જી૦ મેદોકસે એ તરજુમાને પદ્યરૂપ આપી તેનું એક પુસ્તક બહાર પાડયું. મી૦ મેદોકસના પ્રથમ ભાગ (બેહશ્ત) નું ગુજરાતી ભાષામાં બેતબાજી અંદર ભાષાંતર કરી તે મેં ૧૯૧૨ના સાલમાં બહાર પાડયું હતું, જેની તમામ નકલો ખપી જવાથી કેટલાક સદગૃહસ્થોની સુચનાથી એની એક નવી આવૃત્તિ કેટલાક સુધારા સાથે હાલમાં બહાર પાડતાં, તેમાં ખાસ વધારા તરીકે કવીશ્વર ફીરદોસી તુસીના પ્રખ્યાત ફારસી શાહનામા માંહેલાં થોડાંક દાસ્તાનોના બેતરૂપી તરજુમાઓ પણ સાથે સાથે છપાવવા મેં તક લીધી છે.

માનવીનો આત્મા ખાકી દેહ છોડી જાય છે ત્યારે તેનું શું થાય છે તથા તે કીયે કીયે સ્થળે પોહોંચે છે અને તેને ત્યાં કેવો અનુભવ મળે છે, એનું વર્ણન અરદાવીરાફનામામાં સમાવેલું છે. એ વર્ણન કેવળ અલંકારીક અને કલ્પિત લેખો, તોય પણ તેમાં જે જરથોશ્તી ધર્મનાં મુળ સિદ્ધાંતો દરશાવ્યાં છે તથા જે ઉમદા બોધ અને નસીહત ઠારેઠાર સમાવેલી છે તે મનન કરવા યોગ્ય છેજ.

બેહેસ્ત ને દોઝખ,–શું એવાં ખરેખર કેઠે મથકો હશે જ્યાં માનવીનું રૂહ મરણ પછી પોહોંચે છે અને વસે છે તથા પોતાના આ ખાકી દુન્યા માંહે કીધેલાં ભલાં ભુડાં કામોનો બદલો મેલવે છે, એહેવે છે? આ સવાલની બારીકીમાં ઉતરવાની આ જગો નથી, તેમજ માહારામાં શક્તિ નથી. પરંતુ આ તો નિર્વિવાદ છે કે ઘણુા ખરા બધા મોહોટા ધર્મોમાં બેહેશ્ત ને દોઝખ, સ્વર્ગ ને નર્કના ખ્યાલ અને બોધ આપવામાં આવ્યા છે. 'દોઆ વીસ્પ હુમત'વાળી બંદગીમાં લખ્યું છે કે "વીસ્પ હુમત, વીસ્પ હુખ્ત, વીસ્પ હવર્શ્ત, વહિશ્તેંમ્ અંઘહુઇમ્ અશએત. વીસ્પ દુશમત, વીસ્પ દુઝુખ્ત, વીસ્પ દુઝ્વર્શ્ત, અચિશતેમ અંઘહુઇમ્ અશએત. વીસ્પનામચ હુમતનાંમ, હુખ્તનાંમ, હવર્શ્તનાંમ્, વહિશ્ત અંઘહુઇ. આઅત હચચિથ્રેમ." યાને "તમામ નેક વિચારો, નેક સખુનો, નેક કામો બેહેશ્ત તરફ લઇ જાય છે; તમામ ભૂંડા વિચારો, ભૂંડાં વચનો, ભૂંડાં કામો દોજખ તરફ લઇ જાય છે. સર્વ ભલા વિચારો, ભલા સખુનો, તથા ભલા કામોનું પરિણામ બેહેસ્ત છે. એ પ્રમાણે અશો માણસને જાહેર છે." યસ્ન ૪૧,૬,માં વિનંતી કરવામાં આવે છે કેઃ—

અઘ્વા હ્વો ને દાઇદી,
અહ્માઇચા અહુયે
મનખ્યાઇચા, તત્ અઘ્વા
યા તત્ ઉપા–જમ્યામા
તવચા સરેમ
અષખ્યાચા વીસ્પાઇ યવે!

યાને, આ તેમજ મિનોઈ દુન્યાને માટેનો અષોઇના પાક બદલાનો હિસ્સો તું (અહુરમઝદ) પોતે હમોને બક્ષ, કે તેથી તારી તેમજ અષોઇની પવિત્ર ઉત્તમતાની મોહોટાઇને હમો હંમેશગીમાં પહોંચીયે!

જાણીતો ખ્રિસ્તી ધર્મગુરૂ અને લેખક કેનન ફરરાર તેના "Words of Wisdom and Truth" નામના ગ્રંથમાં Heaven (બેહેશ્ત) વીશે હેઠળ પ્રમાણે મહા આનંદમય શબ્દોમાં લખાણ કરે છેઃ—

"What may be the physical conditions of Heaven we cannot tell, and perhaps the very phrase may be meaningless of that place where they neither marry nor are given in marriage, but are as the angels of God. But so far as heaven is a place at all, its fundamental conception is that it is a place where sin is not. No guilty step may pass the gates of pearl, no polluting presence fling shadows on the golden streets. They who live there are the angels, and just men made perfect, and the spirits of the saints in light. And if we ever get there, we shall be as they; for to be there is to see the face of God, and to see the face of God is to be changed into the same image from glory to glory. There life's stains shall have been purged away; and the gold shall be mixed with dross no longer, nor the fine gold dim. But oh, to have been disenchanted utterly, for ever, from the low aims of the world! Oh, to have been set free for ever from the yoke of habit and the power of temptation! Oh to desire only, and to do only, what is good, without evil being ever present to us! Oh to do perfectly what here we have imperfectly attempted! Oh to *be* what here we have only seemed to be or wished to be! Oh, to be honest, true, noble, sincere, genuine, pure, holy to the heart's most inmost core! Is not that heaven? Is it not a state rather than a place? Is it not a temper rather than a habitation? Is it not *to be something* rather than to go somewhere? Yes, this,

this is Heaven. What more we know not. In other stars, and His countless worlds, for all we know God may have work for us to do. Who knows what radiant ministrations; what infinite activities; what never-ending progress; what immeasurable happiness; what living ecstasies of unimaginable rapture, where all things are lovely, honourable, pure. This, this is Heaven! And why should we not believe that the God who is so good to us hath such good things in store for all who love him? All the good and true, all the pure and noble, shall be there. And all on earth who have ever been high and sweet and worthy, out of every tribe, and kindred, and nation, and language,—ten thousand times ten thousand and thousands of thousands!...If we desire Heaven, we must seek it here—if we love Heaven we must love it now. Heaven means holiness; 'Heaven means principle'; Heaven means to be one with God."

તાઇશ વાઓ યસ્નાઇશ પઇતી સ્તવસ્ અયેની,
મઝદા અષા વંઘેઉશ ષ્યોથનાઇશ મનંઘો (હા, ૫૦-૯).

ઓ અહુરમઝદ! હું સ્તુતી ગાનાર, આ ભક્તિઓની મારફતે તથા અશોઇની મારફતે, તથા ભલાં કામોની મારફતે, તને પોહોંચું!



# અરદાએ વીરાફ નામું.

## ભાગ પહેલો.

### પ્રતાપી પારસી પાદશાહ અર્દશીરઃ ઇરાનનો પવિત્ર ધર્મ તેનાં અસલ ખાલેસ રૂપમાં સજીવન કરવાની તેની ખાહેશ.

પરાક્રમી શાહ અર્દશીર બાબેગાન
બિરાજમાન થયો જ્યારે તખ્તે ઇરાન,
ઠેરાવ કીધો ચલાવીશ ઇનસાફથી રાજ
આ છે મારાં સર ઉપર જ્યાં સુધી તાજ.
કરી પ્રાંતો તાબે, બેસાડવાને ડર
ઉરાડયાં તેણે નેવું રાજાનાં સર;
ન ગણકાવતા હતા જે એનો અમલ
તે રાજાઓ નેવુંને કીધા કતલ.
રચી રાજ્ય મજબુત, કીધો દ્રઢ વિચાર
ઇરાનનો પવિત્ર હું ધર્મ એકવાર
અસલ તેનાં રૂપ ને અસલ સ્વચ્છ આકાર-
માં લાવીને પાછો કરૂં પાયદાર.

### ચાલીસ હજાર ધર્મગુરૂઓની મજલીસ.

બોલાવ્યા તેણે મોબેદ, બોલમા, દસ્તુર,
જે માઝદીઅન ધર્મમાં પૂર્વિણુ પુર.
એવા આવ્યા જ્યારે નર ચાલીસ હજાર,
કીધી તેણે મજલીસ એક મોટી તૈયાર,

ને બોલ્યો સભામાં તે શાહ નામવર
"ઓ દસ્તુરો, દાનાવો, પરેહઝગાર નર,
"સદી પાંચપર શાહ સીકંદર મહાન
"ચહડાઇ લાવ્યો જ્યારે તે આપણે ઇરાન,
"પવિત્ર ને પ્રિય જે દીન આપણી
"નિશાન તેની ફના તે શાહથી બની.
"તે ખાતર, ઓ નામીચા ઓલમાઓ નેક,
"આ હૈયાંમાં રાખું છું ઉમેદ હું એક,
"તમોમાંથી લાયક ચુંટો એવા નર
"કે આપણા જરાથુશ્ત્ર નેક પેગમ્બર-
"ના કાયદા ને પુસ્તક બચી ગયલાં જે,
"કરી ખોળ પુરી, શોધી લાવે તે.
"છે ઇચ્છા મુજ હ્દયમાં મક્કમ ને પુર
"(તમારી બી ઇચ્છા હશે એ જરૂર)
"કે માનીએ કુલ પાકીજે ફરમાન અસલ,
"પણ દીન ઉગતે ખોટા જે ફતવા દાખલ
"થયા હોય તે સંધા કરી નાખીએ દુર,
"ને મતફેર તમામ દુર કરીએ જરૂર.
"એવી ઉમદા મતલબ શકે લાવી બર
"ચુંટો તેવા તમમાંથી ચુનંદા નર,
"કરો ચુંટણી વિદ્વાનો સંભાલથી પુર
"સફળ થાય જેથી આપણી મકસદ જરૂર."
તે ચાલીસ હજારે સુની આ ફરમાન,
પોતામાંથી ચુંટયા ચાર હજાર વિદ્વાન.
ન શાહ પામ્યો સંતોષ ને કીધો હોકમ,
હજાર ચારમાંથી ફરી ચુંટો તમ.
ફરી ચુંટણી થઇ ત્યારે મર્દ ચારસો
ચુંટાયા હજાર ચારમાંથી અશો,
હતા જે ખબરદાર ને પુરા હુશ્યાર
ને પાક ઝંદ અવસ્તાના ભેદો જાણનાર.

પણ શાહની તો મતલબ હતી એજ બસ
કે ચુંટી ને ચુંટવા સર્વેથી સરસ.
તેથી તેને દીધું એક પાછું ફરમાન
ફરીથી ચુંટો કરી બારીક પિછાન.
તે ચારસોમાંથી બાકી ચાલીસ રહ્યા,
તોબી થયો બીલકુલ ન સંતોષી શાહ.
વધુ થવા ચોક્કસ કીધો એ હોકમ,
કે છેલ્લી કરો ચુંટણી હવે ઉત્તમ.
ચાલીસમાંના ચુંટાયા પછી બસ સાત,
પવિત્ર હતા જે ખરા નેકસિફાત,
ન પાપી વિચારો કે પાપી ન કામ
કીધાં જેમને કણુ ભર જીંદગી તમામ,
કીધા ન ખુદ સ્વપ્નેબી જેમને ગુનાહ,
સવાબનીજ સદા જેમને સાચવેલી રાહ.

થયા જ્યારે તે સાત પાકઝાદ નર
મહા અર્દશીર શેહેનશાહ સન્મુખ હાજર,
કીધી શાહે મકસદ તેમને રોશન,
ઇરાન દેશની ખાલેસ દીન માઝદીઅન,
પવિત્ર ને સ્વચ્છ જેનાં ફરમાન અસલ-
માં, વખતના વેહેવાથી, થઇ છે ખલલ,
તે દીન તેની અસલ પવિત્રાઇમાં પુર
ફરી સ્થાપી, કરવી છે આશકાર જરૂર;
પેગમ્બર જરાથુસ્ત્રની માઝદીઅન દીન
છે ખાલેસ, ખુબીવંત ને સાચી સંગીન,
એ ઇરાનની ખલકતમાં કરવા પુરવાર
મોજેજો બનાવો જે રેહે યાદગાર.

## અશો અરદાએ વીરાફની ચુંટણી.

તે નેક અશો મર્દોએ રાખ્યું જરૂર
ભલા અર્દશીર શાહનું કેહેવું મંજુર.

પોતામાંથી કીધો પસંદ નર એક,
અરદાએ વીરાફ જેનું નામ હતું નેક.
બાકી રહેલા છ જને બોલી જબાન,
કહ્યું કે, "ઓ શાહ અર્દશીર બાએગાન!
"આ અરદાએ વીરાફ અશો પરહેઝગાર
"કરી શકશે મોજેજાથી પુરવાર
"કે માઝદીઅન ધર્મ છે ખરો તમામ
"ને માઝદીઅન દીનના છે સાચાજ કલામ.
"તું જાણ, ઓ ઇરાન દેશના શાહ નામવર,
"વિશાળ તારી બુલંદ શેહેનશાહત અંદર
"છે અરદા સર્વેથી પરહેઝગાર નર,
"હતી જ્યારથી એની વર્ષ સાતની ઉમર
"ખોદાઇ જ્ઞાનના અભ્યાસમાં રહયો સામેલ,
"અમો સર્વેથી છે એ વધુ કાબેલ.
"અમો આ મોતેબર કામની અંદર
"મદદ એને કરવાને છઇએ તત્પર.
"દેવા તમને આ બાબદ પુરી પિછાન,
"છોડી જશે તન અરદા વીરાફનો જાન,
"પ્હોંચી જશે રૂહ તેનું ખોદાની પાસ,
"પાછું બહેશ્તથી ફરતાં પુરાવાઓ ખાસ
"એવા લાવશે કે કુલ ઇરાન સરજમીન
"પુરી પામશે ખાતરી છે માઝદીઅન દીન
"ખરી પાક, ખાલેસ ને સાચી સંગીન."

પછી બોલ્યો અરદાએ વીરાફ નામદાર.
"ખોદાની ખુબીનો નથી કંઇ શુમાર;
"મોજેજો મુજ મારફત દેખાડશે ખોદા,
"ખલકની છોડાવવાને ગુમરાહીની રાહ."

પરહેઝગાર અરદાના સાંભળી સુખન
થયો શાહ અર્દશીર અત્યંત મગન.

પેલા પાક મોબેદો ચાલીસ હજાર,
ને તેઓ સાથ પોતીકા સર્વ સરદાર
તથા કુલે દરબાર લઇ તે નામવર
ગયો પાક આતશ બેહેરામ* અંદર,
ખોદાની કરવા બંદગી સર્વે સાથ,
તુરી કેબલા સન્મુખ બન્ને જોડી હાથ.
વીરાફે ગોશલથી બદન કીધું પાક,
પદાન બાંધી સજ્યો સફેદ શુધ પોશાક;
પાક માઝદીઅન રીત મુજબ તૈયાર બની,
રહ્યો કેબલે આતશ સામ વાંકો નમી.

## અરદાની બેહેનોની શાહને અર્ઝ ગુઝારી.

હતો મશગુલ આ કામમાં અરદાએ જ્યાર,
આવી પ્હોંચી સાત તેની બેહેનો તે વાર;
ને શાહના કદમ ઉપર મેલીને સર,
કીધી અર્ઝગુઝારી "ઓ શાહ નામવર!
"અરદાએ વીરાફથી છે અમને આધાર,
"એનોજ એકલો આશરો, એનાથી કરાર.
"ખબર અમને થઇ છે જે મોઅજેજો એક
"બતાવવા, છોડી જાય છે અમને બે નેક.
"ખબર નથી કરશે પસંદ શું ખોદા
"મોઅજેજો કરવાનો એનો સાહાસ આ!
પણ આ જગમાં પાછો ન ફરે અગર
"જીવી કેમ શકીશું અમે ભાઇ વગર.
"ન હૈયાત અમારાં છે માદર, પેદર,
"છે આધાર અમારો બસ એની ઉપર."

---

* આતશ અંદર ફરોબાહનાં મકાનમાં ગુસ્તાસ્પના વખતમાં આ પુરાણા આતશને કાબુલના પાહાડ પર લઈ જવામાં આવ્યો હતો. કરાણીના અરદાએ વીરાફ નાંમાં પ્રમાણે ઉપર જણાવેલી સભા કાબુલમાં મલી હતી એમ આ ઉપરથી જણાય છે.

મોબેદો ને શાહે તે બેહનો નેકબખ્ત-
ને કહ્યું કે ધીરજ તમ રાખો આ વખ્ત.
ખોદા છે નેગેહબાન તમ ભાઇ ઉપર,
ના રાખો એને વાસ્તે તમો ફિકર,
ધીરજ હિમ્મત રાખો તમો બેગુમાન,
દિવસ સાતમાં ફરશે તે પાછો આ જેહાન.

## અરદાને દસ્તુરો હોમ-રસ આપે છે.

તે આતશ બેહેરામમાં ૭ દસ્તુરો સાથ,
રહ્યો એકલો અશો અરદા નેકઝાદ.
ઉભા ચોકી માટે આતશ બેહેરામ બાહાર
કુંડાળું કરી મોબેદ ચાલીસ હજાર,
તથા ખુદ અમીરો સંગ શાહે અદલ,
કે પ્હોંચે ન તેમને જરાબી ખલલ.
કરી ખુદ બંદગી અરદા તમામ,
ગયો એક તખ્ત પર લેવા આરામ,
સોનાનું જે તખ્ત તેને માટે તે વાર
તે આતશ બેહેરામમાં કરેલું તૈયાર.
પછી તેની છાતીએ ભરી તમામ
આપી તેને ઇજેલા હોમ-રસની જામ.
ખોદા પર એતેકાદ ને હુમત નેક
ધરી કહ્યું પીવા તેનો ભાગ એક.
બીજો ભાગ પછી આપ્યો હુખ્ત કાજ ફકત,
ને ત્રીજો ભાગ અરદાને આપ્યો જે વખ્ત,
વચન લીધું કરવા સદા નેક કામ.
શરાબ પીને કરતો હોય જાણે આરામ,
બેહોશીમાં રહ્યો તે સાત દીન ને રાત,
ને પેલા ૭ દસ્તુરો બંદગી સાથ
રહ્યા કરતા ચોકી, ને ચાલીસ હજાર
મોબેદોબી બંદગીમાં ઓસ્તવાર

રહ્યા ત્યાં, તે સાથ વળી પરવરદેગાર-
ની ચાહતા મદદ રહ્યા શાહ ને દરબાર.

## સાત દીવસ ને રાત પછી અરદાનું હોશમાં આવવું.

થયાં જ્યારે પુરાં દિવસ રાત સાત,
લાગો આવતો હોશમાં અરદા નેક સિફાત.
તેનું હીલ્યું કાલબુદ ને થયો બેદાર,
હરખ પામ્યા સૌ તેના સાથી તે વાર.
ખુશાલીથી કીધી તેઓએ સલામ;
ને વાકેફ થયો જ્યારે શાહ નેકનામ,
તેબી આવ્યો અંદર ને અરદાએ નેક-
ને આપી મુબારકબાદી અનેક.
કહ્યું "ઓ પરહેઝગાર, પાકીઝે નર!
"જે જે આવ્યો જોઇ તેનું બ્યાન જલદી કર."
જવાબ વાળ્યો અરદાએ "શાહ નેકનામ!
"હું અપવાસથી થાકી ગયો છું તમામ.
"ખોરાક તેથી લઇ તનની તાઝગી ખાતર,
"કરૂં અવ્વલ પરવરદેગારનાં શુકર,
"જે મુજ પર છે અપરંપાર મેહેરબાન,
"પછી જે જે જોયું છે મેં પેલી જહાન
"ને સાંભળ્યું છે, તેનું કરીશ હું બ્યાન."

## બેહેસ્ત તથા દોઝખનો એહેવાલ અરદા લખાવે છે.

ધરી બાજ, ખાણાને આપી ઇનસાફ,
"તેડાવો નવીસંદો," બોલ્યો વીરાફ,
"કે બેહેશ્ત ને દોઝખનો જે બોલું અહેવાલ,
"રોશન કરવા સર્વને લખે તત્કાળ,
"વાકેફ થાય જેથી લોક આલમનાં તમામ
"ભલાંને ભલાઇનું કેમ આપે ઇનામ

"ને ભુંડાંને ભુંડાઇની કરે સજા
"પેલી જહાનમાં કેમ પાક પરવર ખોદા."

નવીસંદા બેઠો ધરી પુખ્ત ધ્યાન
વીરાફે જે દીઠું તે લખવા દાસતાન.

**સરોશ સાથ અરદાની મુલાકાત.**

નીચે મૂજબ બોલ્યો પાક અરદા નેકનામ:
"જેવી મેં પુરી કીધી હોમ-રસની જામ,
ને કીરતારની ભક્તિમાં રોકયું મુજ મન,
કે લાગ્યો તુરત મારો જાન છોડી તન
ઉંચે ઉડી જતો બીજી જગ અંદર,
સરોશ યઝદ આવ્યો, જ્યાં મને નજર.
પરસ્પર સલામ થઇ, ને બોલાવ્યો ખાસ
સરોશે ઇશારત કરી મને પાસ,
ને બોલ્યો "વીરાફ! તેં કરી દુર સફર
"તનોમંદ જગત છોડી આવ્યો ઉપર.
"તું આવ્યો છે ભલે આ મીનોઇ મુકામ,
"ખુશી છું તને જોઇને અરદા આ ઠામ.
"પુરો તારો વખ્ત થાય તેની પેહેલાં લ્યાં
"શું કામ આવ્યો છે તું મીનોઇ જહાનમાં?"
કરી સેજદો આપ્યો મેં તેને ઉત્તર,
"સરોશ યઝદ! જાણ અર્દશીર નામવર,
"ને દરબાર ને મોબેદ ને દસ્તુર વિદ્વાન
"તરફથી હું આવ્યો છું આ મીનોઇ જહાન,
"કે બેહેસ્ત ને દોઝખ તણું લઇ જ્ઞાન પુર,
"અધર્મ, અસત્ય તમામ કરીએ દુર,
"ને પાકીઝે પરવર જે એકજ ખોદા
"તેનેજ માનીએ અંતઃકરણથી સદા."

સરોશ મારો કર ઝાલી બોલ્યો "વીરાફ,
અગર તુજ મનશની હોય પાક સાફ,

ને નૈયત પવિત્ર જો હોય તારી તો,
તું ઉંચે ચહડવાની ઢબે રેહે ઉભો,
જેમ દાદરપર ચહડતાં પગ કરીએ ઉંચો."
મેં તુરત તેમ પગ મારો ઉંચો કીધો.
પછી બોલ્યો સરોશ "જો ગવશની સાફ
"હોય તારી તો બીજો પગ ઉંચક વીરાફ."
મેં તેમ કીધા બાદ સરોશ બોલ્યો "અગર
"કુનશની હોય નેક તારી, એક કદમ ભર."
મેં કીધું જેવું તેના કહ્યા સર કે
દીઠો ચીનવદ પુલની મેં આગલ મને.

### ચીનવદ પુલ.

છે જીંદગી ને મરણનો ચીનવદ પુલ,
દીઠો મેં તે પોહોળો ને સપાટ બીલકુલ.
નીચે જોતાં મેં જોયું અશો એક નર-
રૂહ જે બની બાકી તનથી છુટું
તુરતનુંજ, બીછાના પર બેઠું હતું.
ખુદ સાથ હતું બોલતું નીચલા સુખન,
"અશો પાક શખ્સો જે પામે મરણ,
"રૂહો તેમનાં બને છે ખરાં ખુશાલ;
"મેં નેકજ કીધાં કામ, રાખી નેક ચાલ,
"ખોદાપર ઇતબાર ને ખોદા પર વહાલ,
તો જોઉં છું આજે ચીનવદ સપાટ વિશાળ.

### ૨ કુમારીકાનાં રૂપમાં નેક કેરદારનું આવવું.

સરસ સુંદર બાગ મને પડયો નજર,
જ્યાં ઉગ્યાં છે ફુલો અજબ, મનોહર,
પમરતાં મીસાલે કસ્તુરી, અંબર;
પવન ફુકતાં દક્ષિણથી, આવી નજર
જવાન એક કુમારીની સુંદર સુરત,
અનોપમ હતી જે મનોહર મુરત,

તેનાં લાંબાં ઝુલફાંના પેચદાર બાલ
પવનની લેહેકી અંદર ઉડતા ખુશાલ.
તેણી પર ઠેડવી મેં મારી નજર,
નીચી દુન્યા પરનો પેલો અશો નર,
છુટું જેનું રૂહ મેં જોયું હતું ત્યાં,
તે રૂહ તરફ વધી તે સુંદર કન્યા.
બાકી તનથી મોકળાસ પામેલું રૂહ,
તેણે હવે જોયું તે કન્યાનું મુહ.
મીઠાશ ને માયાથી પ્રકાશિત સુરત,
જોઇ રૂહને આવી ઘણી ધીરજ, હિમ્મત.
તે બોલ્યું "તું કોણ છે, કર મને ખબર,
"જગત હાડમંદમાં સોહામણી સુંદર
એવી કન્યા દીઠી નથી ઉમ્રભર"
તે બોલી કન્યા "છું હું તુંજ નેક કેરદાર,
"અશોઇમાં કીધી છે તેં જીંદગી પસાર,
"હું છું તાહારી નેકી, ભલાઇનો આકાર.
"વિશ્વાસ, આશ, સખાવતમાં દીવસ સમાન
"ગુજાર્યા તેં તેનું હું જેમ કરૂં બ્યાન,
"તેમ તેમ મારી સુંદરતા વધે ઘણી.
"પાક આતશની કીધી છે તેં જાલવણી,
"પેગમ્બર અશો જરાથુશ્ત્ર સ્પીતમાન
"તરફથી મલેલા કાયદા માઝદીઆન,
મુજબ તેં ક્રિયાઓ કીધી બેગુમાન."
જે ખુશ રીતે કન્યાએ કહાડયા સુખન
તે સાંભળીને રૂહ બન્યું ઘણું મઘન,
હિમ્મતથી તેણીનો લીધો હાથમાં હાથ,
ને કીધો પસાર ચીનવદ તેની સંગાથ.
કદમ પે કદમ તેઓ શેતાબ વધ્યાં,
લઇ હાથોમાં હાથ પાંચે બેહેશ્તે ચહડયાં.

## ઝર્યંગ ગોશ સગ.

સરોશે મારા હાથપર મુકયો નીજ હાથ.
તે પુલ ભણી પહોંચ્યા અમ બંને સંગાથ.
અમે પુગ્યા તે પુલને શિખરે જ્યાર,
એક બાજુ જોયો સદંતર અંધકાર.
આવાજ એક અડડયો મારે કાને ત્યાર,
હતો જે આવાજ બહુ કઠોર, ભયંકાર.
મેં જોયો એક સગ,* ચશમ ફેરવતાં વાર;
જે સગ કહાડતો હતો તે અવાજ કઠોર,
બંધાયલો પટા સાથે સોનેરી દોર.
તે પુલનો હતો જે ભાગ રોશનમંદ,
ત્યાં સોનાની સાંકળથી સગ હતો બંદ.
તેનું ભસવું એવું ભયંકર જબુન,
એવા તીક્ષ્ણ દાંતો, ને એવું ઝનુન,
લાગી દેહેશ્ત મજબુત જોતાંને વાર,
ચીરી નાંખી મારો એ કરશે શિકાર.
પણ આવ્યું મને મુજ પાક જીંદગીનું ધ્યાન,
ને મનમાં હું બોલ્યો "શા કાજે હેરાન
"એ સગ મને કરશે? કરૂં કાંય ફિકર,
જો જીંદગી ગુજારી મેં અશોઇજ અંદર?"

સરોશ યઝદે પછી કહ્યા સુખન,
મીઠા સ્વરથી મને આપી ઉત્તેજન,
"ઓ અરદા વીરાફ! ના કંઇ અંદેશો રાખ,
"ગુજારી છે જીંદગી એવી તેં પાક,
"નથી કંઇ સબબ દીલે રાખવા ફિકર,
"પનાહ છે અહુરમઝદની તુજ પર.

---

* આ સગ વીષે ઓહારામ બીન બેહરામનાં તેમજ કરાણીનાં અરદાએ વીરાફ નામામાં એક પણ બોલ નથી.

"અમ છઇયે તુજ સંગ, દહમ, રશ્ન, આદર,
"ને વાય*, દીન, ને આસ્તાદ ને હું જ્યાં હાજર."
તે યઝદો સંધા સાથ કીધી મેં વાત,
નામ દેતાંને વાર પડયા નજર સાક્ષાત.
મેં પુછયું તેમને "કાંય આ સગ જોરેમંદ
"જ્યાં સાંકળથી ઝકડીને કીધો છે બંદ ?
"છે રાખેલો એને અહીં શી મકસદ કાજ ?
."ભયંકર કાંય કાહાડે છે એવો આવાજ ?"
જવાબ આપ્યો મને સરોશે તત્કાળ,
"ધુજાવે આહરેમનને એ સાદ વિકાળ.
"છે ઝર્યંગ ગોશ નામ એનું, એનો આવાજ
"દેવો ધુજે સાંભળી, ને થાય લાઇલાજ.
"તનોમંદ જગતમાંની જીંદગી દરમ્યાન,
"અગર કોઇએ કીધો હોય સગને હેરાન,
"દીધી હોય ઇજા કે લીધો તેનો પ્રાણ,
"જ્યાં અટકાવે તેને ઝર્યંગ ગોશ, જાણ;
"શેતાબ પુલપર વધતો અટકાવે છે જ્યાં.
"ફરે પાછો તું, ઓ વીરાફ, દુન્યામાં,
"સંભાળ સગની કરવાને સૌને સમજ
"તું આપજે જાણી તારી ઐન એ ફરજ."
સરોશ વળી પાછો ધરી મુજ હાથ
તે પુલને પેલે પાર લઇ વધ્યો સંગાથ.

**મેહેર દાવર અને રશ્નેરાસ્ત.**

હવે મેહેર યઝદનું ત્યાં જોયું મેં તખ્ત
ઉભો હતો પાસે રાસ્ત રશ્ન [illegible]ત,
જેના હાથમાં ઈનસાફનો કાંટો† હતો,
શુદ્ધ કંચનનો ઉત્તમ બનાવ્યો હતો.
તેની ડાભી જમણી બાજુ પાંચ હજાર
ફિરેશ્તાઓ ઉભા હતા અર્ઝ ગુઝાર,

રામ યઝદ.
† વીરાફે ઈનસાફનો કાંટો જોયો. એટલે વીરાફને નેકી તથા બદીની હકીકત જાહેર થઈ.

જેઓની અરજ પર લક્ષ આપતો તુરત,
લખી હોય તો વાંચતો પલક એકમાં ઝટ.
સલામ મેં કીધી તેમને કરી આદાબ,
જેનો દીધો તેઓએ મને જવાબ.
ફરી વળી તેઓ સહુ મારી અતરાફ,
સવાલ કીધો મજને "એ અરદા વીરાફ!
"હજી તારો પુરો થયો નથી વખ્ત,
"તો આવી કેમ શકયો તું અહીં, નેકબખ્ત?
"તું કઈ તરેહ આવ્યો આ દુરને મકાન?
"કેવી રીતે પ્હોંચ્યો તું ઉંચે આ સ્થાન?"
ઉત્તર આપ્યો મેં "તે પાક પરવરદેગાર-
"ની મેહેરથીજ હું આવી શકયો છું આએ બાર.
"ઇરાન દેશના શાહ અર્દશીર બાબેગાન,
"તથા તેના મોબેદ, રૈયત, પીર, જવાન-
"ની ખાહેશથી આવ્યો, જોઇ બેહેશ્તને દોજખ-
"ના ભેદો, કે દુર થાય ગુમરાહી ને શક,
"સચ્ચાઇ પાછી જગતમાં તેથી પંથરાય
"અધર્મ ને નાસ્તિકપણું દુર થાય."

## અર્શ–કુરસી તખ્ત.

આ વખ્ત પેલું રૂહ ફરી પડયું નજર,
તથા પુર ભભુકદાર રોશની અંદર
મેં દીઠાં બીજાં રૂહ, મુજ બેશીઓ તે
પાક જરથોસ્તી દીન મુજબ ચાલેલાં જે.
આવી મારી નજદીક હરખ, ખુશી સમ,
તે બોલ્યાં કે "હાડમંદ ધરતી ચોગમ
"જ્યાં પાપ અને દુઃખો ઉભાય બેશુમાર,
"શું ત્યાંથી તું પામ્યો છે અહીં પુલ ગુઝાર?
"આ મુલક સુખ્યારો જોવા આવ્યો તું,
"જ્યાં અખંડ સુખ સિવાય નથી બીજું?"

એમ વાત ચાલીં ને બહમન અમેશાસ્પંદ,
આવી, ધરી હાથ મારો, બોલ્યો "બુલંદ
સોનેરી તે તખ્ત જેનું અર્શ–કુરસી નામ
દેખાડું તને, ચાલ." આ બોલી કલામ,
વધુ ઊંચે મને લઈ ગયો બહમન;
ત્યાં જોયું મેં તખ્ત, નથી મુજપાસ સુખન
અજબ જેની ઝલેહનું કરવા વર્ણન.
બહુ હર્ષ અને માનથી ઉભાયું જીગર,
ફિરેશ્તા અસંખ્ય દીઠા ત્યાં હાજર.
સરોશ યઝદ બોલ્યો ફરી મુજ ગમી
"ખોદાના આ તખ્તને કર સેઝદો નમી."
અતિ માન ને આભારી દીલે શેતાબ,
નમન તખ્તને કીધું, બજાવી આદાબ.

## બેહેશ્ત પેહલું, હમેશ્તગાન.

સરોશ પાછો લઇ ગયો ચીનવદ ઉપર,
જે પુલની એક બાજુએ પડયું નજર,
બહુ મ્હોટું ટોળું, વસ્ત્રે ઢાંકેલાં અંગ.
સરોશને મેં પુછ્યું, "છે કોણનો આ સંગ?
ને શા સારૂં એકઠાં થયાં આ મકાન?"
સરોશ બોલ્યો સ્થળ આ છે હમેશ્તગાન
યા બેહેશ્ત પેહલું: જે સંધા જોય છે રવાન
રોજે રસ્તાખેજ તક રહેશે આ મકાન,
સવાબ તથા પાપ એમને કીધાં સમાન.
જ્યાં ઠંડી, ગરમી તેમને સોસવી પડે,
જોઇ એવી ખુદ હાલત ઉદાશીમાં રેહે.
સવાબનું ગુનાહથી હોય જ્યાદા પ્રમાણ,
કે પાપ હોય સવાબથી વધુ તો તું જાણ,
તે મુજબ મલે બેહતર, બદતર મકાન."

## બેહેશ્ત બીજું, સતર પાયા.

બીજું બેહેશ્ત, જેનું સતર પાયા નામ,
સરોશ સાથ ગયો હું હવે તે મુકામ.

ઘણું લોક જમા થયલું હતું તે ગમ,
ચેહેરા જેમના નુરમંદ સેતારા ક્રીસમ.
"એઓ કોણ? જમા કાંય આ મુકામ અંદર?"
સવાલ મેં કીધો, સરોશ બોલ્યો ઉત્તર
"આ રૂહો તું જોય છે તે તેઓનાં જાણ
"જે જીવતાં હતાં ત્યાર હતાં દોલતવાન.
"એ દોલતથી એઓએ કીધું કલ્યાણ,
"પણ જોઇએ તેથી કીધું ઓછે પ્રમાણ.
"એમ નહીં કે વધુ કરવા હતાં નારાજ,
"ઓછું કીધું કેવળ આળસાઇને કાજ.
"એ કારણ એઓને અહીં રાખેલાં છે,
"ન ઠામ આ એઓ હરગેજ છોડી શકે."

## બેહેશ્ત ત્રીજું, માહા પાયા.

ત્રીજું બેહેશ્ત, જેનું છે માહાપાયા નામ,
સરોશે ત્યાં લઇ જઇ દેખાડયું મુકામ.
રૂહોનું ટોળું મ્હોટું જોયું તે ગમ,
જેના ચહેરા ઝમકે પુનમ-ચંદ્ર સમ.
"આ કીયું મકાન છે ને કોણનાં આ રૂહ?"
મેં પુછ્યું સરોશને, ફેરવી મારૂં મુહ.
સરોશ બોલ્યો "માહપાયા બેહશ્ત એ કેહવાય,
"અશો છે એ રૂહો જે અત્રે દેખાય;
"મનશની હતી પાક તેમની, મગર
"કીધી રબની ભક્તિમાં ગફલત, કસર;
"હમેશ રહેશે સંધાં એઓ આ મુકામ,
"પણ યાદ આવશે અંતઃકરણમાં મુદામ
"હજુ વધુ શાદકામ થઇ શકતે જરૂર,
"હજુ પ્હોંચતે ઊંચે મુકામ પુર—નુર,
"ફરજ ધર્મની જો બજા લાવતે પુર."

## બેહેશ્ત ચોથું, ખોરશેદ પાયા.

વધી આગળ ત્યાંથી અમ પ્હોંચ્યા મકાન,
નુરી જેનો ઝલકાટ ખોરશેદ સમાન,
થડી ન શકી જેપર મારી નજર,
હતાં ત્યાં રૂહો, સજી વસ્ત્રો સુંદર,
બેઠે સોનાનાં તખ્તો ઉપર.
"કીયું આ મુકામ છે?" મેં કીધો સવાલ,
"સવાબ શું કીધાં, ઓ સરોશ! કહે અહેવાલ,
"કે પામ્યાં એ રૂહ આવું ઉત્તમ મકાન,
"જ્યાં તખ્તનશીન બેઠાં છે શાહો સમાન?"
સરોશ બોલ્યો, "છે આ પ્રતાપવંત મુકામ
"ચોથું બેહેશ્ત જેનું ખોરશેદ પાયા નામ.
"જે રૂહોને અહીં જોય છે તું તખ્તનશીન,
"ખાકી જગમાં ચાલ્યાં મુજબ પાક દીન.
"તમામ જીંદગીભર અશો કીધાં કાર,
"સુખન રાખ્યા નેક ને નેક રાખ્યા વિચાર;
"સેવટ સુધી દીનમાં રહી ઓસ્તવાર,
"કીધી ખંતથી ધર્મની ફર્ઝો અદા;
"સખાવતમાં હાથ રાખ્યો છુટો સદા.
"ઈનામ તેમને મલ્યું આ બેહેશ્તે બુલંદ,
"દીદાર એમના એ ખાતર છે નુરમંદ."

## અહુરમઝદનો સાદ અરદાને કાને પડે છે.

ત્યાંથી વધતા પ્હોંચ્યા એક રોશન મકાન,
ભભુકદાર ઝલકાટથી હોશ થઇ હેરાન.
એ એજમતી ઝલઝાટનું કેમ કરૂં બ્યાન,
જે ઝલકાટ જોતાં સમેત હું ભુલ્યો ભાન.
"ઓ અરદા!" સરોશ બોલ્યો "હુશ્યાર કર દેલ,
"છે હોરમઝદ દાદારનો મીનોઇ આ મેહેલ.

"બન્ને હાથ જોડી બજા લાવ આદાબ,
"નમી કર સેઝદો, એ અરદા, શેતાબ!"
નમાવ્યું નીચું મારૂં અદબથી સર,
આભારી લાગણીથી ઉભાતે જીગર.
આવાજ એબી તે વેળા પડયો મુજ કાન,
સમાયલો મીઠાશ જેમાં અમૃત સમાન.
તે આવાજે સરોશને કીધો હોકમ,
"સરોશ આપ વીરાફ્ને સમજ હર કીસમઃ
"બતાવી બેહેસ્ત અને દોજખ મકાન,
"આપ નેકી ને બુરાઇના બદલાનું ગ્નાન."
તે આવાજના મીઠાશે ખુલ્યું જીગર,
ફરી આવ્યો હું પાછો મુજ હોશ અંદર.
સરોશે મને આપ્યો મીનોઇ ખોરાક,
હું જમ્યો ધરી બાજ, કરી હાથ પાક.

### અરદીબેહેશ્ત અમેશાસ્પંદનો અરદાને ઉપદેશ.

ફરી કરી કુરનશ, અમે કંઇક કદમ
પાછળ હટયા, જ્યારે નજર પડી અમ
ઝલકમંદ ખોરરેહ, કે જેની અંદર
અરદીબેહેશ્ત અમેશાસ્પંદ આવ્યો નજર.
પગે પડતો અટકાવી મને, નેકનામ
અરદીબેહેશ્તે કીધી મને ખુદ સલામ;
ને કાળજીથી પુછી ખેરઆફીયત, ખબર,
ને બોલ્યો "એ અરદા ભલા અશો નર!
"છું ખુશી તને જોઇ, આ યઝદો સાથ,
"પરંતુ છું દલગીર યાદ આપવા એક વાત,
"કે મેલી છે તેં પાક આતશ ઉપર
"લીલી કાઠી." મેં તરત આપ્યો ઉત્તર,
"નથી યાદ મને ને છું બેખબર
"કે પાડયો છે આજાબ મેં આતશ ઉપર.

"મગર રહીશ હવેથી ખબરદાર પુર,
"તુજ કેહેવાપર કાળજી બસ રાખીશ જરૂર,
"ને કાઠી ઉત્તમ અને સુકી નરદમ
"હવેથી પાક આતશપર બાળીશ હરદમ."
અરદીબેહેશ્ત બોલ્યો "વીશાદ નેકઝાદ-
"આ કાયદો રેહવો જોઇએ હમેશાં યાદ—
"કે કાઠી બાર મહિનાની સુકી સિવાય
"પવિત્ર આતશ પર ન હરગેજ બળાય."
હવે તે ફિરેશ્તાઓ, ઝાલી મુજ હાથ,
મને એક તલાવ ગમ દોરી ગયા સાથ.
લીલી કાઠીનાં લીલાં પાણી જમાવ
થઇ બન્યો હતો તે ગંધીલો તલાવ.
અરદીબેહેશ્ત બોલ્યો કે "રાખ પુખ્ત ધ્યાન!
"સુકીજ કાઠી બાળવાનું કહેજે ફરમાન."

## બેહશ્ત પાંચમું, ગરોથમાન.

ગયા અમો ત્યાંથી પછી એક મુકામ,
તે પાંચમું હતું બેહેશ્ત, ગરોથમાન નામ:
નુરી જેની રોશનીનો ભારી ચમકાટ,
હીરા ને યાકુતોનો એટલો ઝમકાટ,
કે ઉગ્યો હોય આફતાબ મધ્ય આકાશ,
વધુ જ્યાદા તેથીબી ત્યાંનો પ્રકાશ.
દેખાવ એવો નૂરમંદ હતો તે ગમ.
ઝમકતી ગોયા વીજળી ચાલુ ઝમઝમ.
મેં પૂછયું, "મથક છે આ કીયું બુલંદ?
"જવાહીર છે કીયાં આ આવાં નુરમંદ?"
સરોશ બોલ્યો, "જેમનાં હતાં રાસ્ત ઇમાન,
"છે તેઓનું ગરોથમાન રોશન મકાન.
"જગતમાં કીધાં તેમને સદગુણી કાર,
"જવ્હેર રૂપ જોય છે તે ત્યાં જલેહદાર.

"એવાં બન્યાં રૂહ તેમનાં પાકીઝેહ પુર
"કે થાકે તુજ આંખો જોતાં તેમનું નૂર."

## બેહશ્ત છઠું, અસર રોશની.

ફિરેશ્તા બન્ને તે મારા નેગેહબાન,
દોરી ગયા સાથે છઠાં બેહેસ્ત—મકાન.
અસર રોશની હતું ખુદ તે બેહેશ્તનું નામ,
ઘણાં રૂહનું હતું તે સુખી મુકામ.
તાજ સોનેરી મેલેલાં તેઓને સર,
રૂપેરી ને કસબી પોશાક તન પર,
ચહેરા તેમના નૂરમંદ ખીલેલા પુર;
કીધી તેમને મારી પર નજર મધુર,
થયું જેથી જીગર બહુ મારૂં ખુશાલ.
મેં પૂછ્યું, "ઓ યઝદો! કહો તમ એહેવાલ,
"આ ટોળો કોણ? કીધાં શું નેકીના કામ
"એવાં ઉમદા કે પામ્યાં બેહેશ્તનું ઇનામ?"
તે યઝદોએ આપ્યો એવો ઉત્તર—
"આ તેઓનાં રૂહ જેમને ગેતી અંદર
"સખાવતમાં હાથ રાખ્યો લાંબો સદાય,
"લાયક કામમાં વેળાસર આપી સહાય,
"ખરાં કામ પરોપકારનાં કીધાં હમેશ,
"બતાવી ન ઇતરાટ, ગરૂરી ન લેશ.
"શોધી બાળક નાવારસ, વિધવા મોહતાજ,
"રાખી પાક દિયાનત, ધરી હૈયે દાઝ.
"વધુ નથી કહેવાની અમને જરૂર,
"હતી એમની જીંદગી અશોઇથી પુર."
ભલાં એમનાં કામનો આ બદલો ઉમદા
જોઇ, ખુશીની લાગણી થઇ દિલે બરપા;
મુજ હૈયાંમાં ઉત્પન્ન થઇ એવી ખાહેશ
"અહા, કેવું મજેહનું જો રહું ત્યાં હમેશ!"

ગયો પામી સરોશ મુજ મનનો તુરંગ,
ધરી હસ્ત મારો તે લઇ ચાલ્યો સંગ.

## દીન આઇનની ફર્ઝો બજાવનાર પરહેઝગારોવાળું બેહશ્ત.

દીઠી બીજી ટોળકી કે જેઓના ચહેર
દીપાયમાન દીઠા રોશન આફતાબની પેર.
પોશાક રંગીન તેમના એવા જલેહદાર,
ગોયા ખુદ રોશનીથીજ વણ્યા તૈયાર.
સહુ બેઠેલા તખ્તો પર બિરાજમાન,
નૂરી તેમના ચહેરા સૂર ચંદ્ર સમાન.
હતા ખુશ કરતા વાતચીત પરસ્પર
બહુ મલકાતે મુખે ને હસ્તે જીગર.
કીધો સરોશ યઝદને મેં આ સવાલ,
"સુનાવો એ ટોળાનો મને એહેવાલ."
તે યઝદે આપ્યો મને એમ જવાબ,
"એ લોકોએ કીધાં છે ઉત્તમ સવાબ.
હતા એઓ હેરબદ અને પરહેજગાર,
"પાક અતશને કાળજીથી રોશન રાખનાર,
"ને દીન આઇનની ફર્ઝોમાં ચુસ્ત ઓસ્તવાર.
"ન પાણીનેબી દીધો આજાબ બિલકુલ,
"હર ગેહગેહની બંદગીમાં રહેતા મશગુલ.
"રાખી પાંચે ઇંદ્રિપર કાબુ મક્કમ,
"પવિત્રાઇથી કીધી ખુદ જીંદગી ખતમ.
"એવી સાત્વિક એઓની અશોઇને કાજ,
"મેળવ્યું છે એમને આ બેહેસ્ત સરફરાજ."

## ઈનસાફી બાદશાહોવાળું બેહેશ્ત.

હજી ભર્યાં આગળ અમોએ કદમ,
ને આવી અમ પહોંચ્યા વળી બીજી ગમ,

ઘણુંએક રૂહો હતાં જ્યાં જમા,
સફેદ શુદ્ધ પોશાક હતો અંગમાં.
જવ્હેરાત ને મોતી અતિશ મૂલ્યવાન
સજી શણગાર અર્થે, હતાં દીપાયમાન,
હવા અંદર ફરતાં ફિરેશ્ના સમાન.
હતો ચહેરા પર એવો રોશન ઝલકાટ,
જણાતો જાહેર જેથી દિલનો હરખાત.
"છે આ કોણનાં રૂહો?" મેં કીધો સવાલ,
"બેશક એઓ દીસે છે બહુ જાહોજલાલ.
"કીધાં એમને એવાં કયાં નેકીનાં કાર,
"ફરે છે કરી આવો બેમૂલ શણગાર,
"ઇનામ મેળવી આવું ખુશ બેહેશ્ત-દ્વાર?"
તુરત મને આપ્યો સરોશે ઉત્તર,–
"છે બાદશાહો આદેલનાં રૂહ બખ્તાવર;
"હતો રાસ્ત એ શાહોનો એતેકાદ,
"ઇનસાફ આપી ચોખ્ખો, રહેતા દિલથી શાદ.
"રૈયતના ભલાં માટે પુર કાલજીમંદ,
"ગરીબની સેવા દાદ કરતા પસંદ.
"જે લાયક હોય તેમના પર કરતા બક્ષેશ,
"ભુંડાને દેતા શિક્ષા ઘટતી હમેશ.
"જે કીધાં એઓએ રૂડાં, નેક કાર,
"મોબેદોને આપ્યો આશ્રય ને આધાર,
"બજાવી બેહેતર દીનની ક્રિયા તમામ,
"તે સર્વેનો મેલવે છે બદલો આ ઠામ."
ખુશાલી થઇ ઉત્પન્ન મુજ દિલે તમામ,
કે નેકી તેમની પામી આવું ઇનામ!

## પાક દસ્તુરો તથા મોબેદોવાળું બેહેશ્ત.

મુજ સાથીઓ લઈ ગયા દોરી મને
બીજા એક બુલંદ બેહેશ્તની કને.

રૂહોની ટોળી પડી મ્હોટી નજર,
બિરાજેલી સોનાનાં તખ્તો ઉપર.
બીછાવેલી તખ્તોપર ગાદીઓ ખાસ,
ફિરેસ્તા ઉભેલા તે તખ્તો આસપાસ,
મકાન તે હતું કંઇ ઓર ભપકાદાર.
મેં પુછયો સરોશ પાકને સવાલ તે વાર,
"કીધાં શું એઓએ એવાં રૂડાં કાર
"કે મહાભારત પામી ત્યાં આવું ઇનામ,
"બિરાજ્યાં છે તખ્તોપર સુખરૂપ તમામ?"
સરોશે કહ્યું, "દસ્તુર ને મોબેદાન
"પહરેઝગારનાં છે આ પાકીઝેહ રવાન.
"કીધાં એમને યોજદાથરેગરી કામ,
"સાબુત પાળ્યાં ધર્મનાં ફરમાન તમામ.
"મુવક્કલ છું ખાસ હુ એઓની ઉપર,
"કરૂં વૃદ્ધિ એઓનાં સુખની અકસર.
"કરે દીની ફરજમાં જે કોઇ ગફલત,
"ખચીત છું તેવાનો હું શત્રુ સખત."

**અશો ઓરતોવાળું બેહેશ્ત.**

વધ્યો હું આગળ, કરી તેમને સલામ,
હતા મારા સાથી બેઉ યઝદ નેકનામ.
આવી પ્હોંચ્યા અમે એક ઉમદા મકાન,
જ્યાં દીઠાં અશો ઓરતોનાં રવાન.
પોશાક તેમના કિમતી કસબદાર જરરીન,
હીરા મૂલ્યવાન, મોતી, જવ્હેર રંગીન.
સોનાનાં જડાવદાર પેહરેલાં તાજ,
ખુશીભર્યા તેમના ચહેરા સરફરાજ.
મજાહ ને રામશનીમાં હતાં મશગુલ,
ફિરેસ્તાઇ બચ્ચાં સમ નિર્દોષ બિલકુલ.
મેં પૂછયું સરોશને, "આ નારો સુંદર
"છે કોણ આ મકાને આવાં બખ્તાવર?

જવાબમાં એના બોલ્યો સરોશ નેક,—
"છે રૂહ એ ઓરતોનાં જેઓએ ટેક
"ને મર્યાદા જાળવી, આચાર ને વિચાર-
"માં રહ્યાં ખુદ ખાવિંદને ચુસ્ત વફાદાર.
"ન નેકીની રાહથી ઉઠાવ્યું કદમ,
"ગરીબાઇમાં પણ પામી સંતોષ હરદમ.
"ખાલેસ દીન માઝદીઅસ્નાનના કલામ
"મુજબ એ ઓરતો વરત્યાં તમામ.
"પાક પરવરદેગારે આ નેકીને કાજ
"આ બેહેશ્તમાં એઓને કીધાં સરફરાજ."

**શુરા પેહેલવાનોવાળું બેહેશ્ત.**

અતિ આનંદ પામ્યો હું સાંભળી આ બ્યાન,
દુવા દઇ, મેં છોડયું તે ભવ્ય મકાન.
મુજ સાથીઓ સંગ પ્હોંચ્યો બીજે મુકામ,
કદાવર જોયાં જ્યાં રવાન નેકનામ.
વધુ આફતાબ, માહતાબ કરતાં જલેહદાર
હતા તેમના ચહેરા, ને દીલે શણગાર
સોના ને ચાંદીનો ભારે ભપકાદાર.
મઢેલાં કિમતી નંગથી જંગી હથ્યાર—
કંઇ ગુર્ઝો ને તલવાર ને નેજા ખંજર—
તે જગ્યે ચોબાજુ મુજ પડયાં નજર,
જે લઇ તેઓ ફેરવતાં ખુશાલ જીગર.
થયો બહુ મઘન જોઇ હું તેમનાં દીદાર,
દરેક મુખે દીસતો ભલાઇનો ભંડાર.
મેં સાથીઓ મારાને કીધો સવાલ,—
"આ કોણ ટોળો છે તેમનું બ્યાન કરો હાલ,
"કે આવું છે ઉત્તમ એઓનું મુકામ,
"જ્યાં સુખરૂપ ભોગવે છે એશ ને આરામ?"
જવાબ મલ્યો "છે આ તેઓનાં રવાન
"હતા જેઓ જંગી, શુરા પહેલવાન.

"ઘણા થયા એમને હાથ જંગમાં બેજાન,
"મગર કોઇને કીધા ન નાહક હેરાન.
"ગુજારી ન જાસ્તી, ન જુલમ હરગેજ,
"ખોટી કોઇ ખરાબીથી રહ્યા પહરેજ.
"બાળક નાવારેસ, તેમજ વિધવા લાચાર,
"પનાહ પામી એમની રહેતાં બેઆઝાર.
"ગરીબો ને દુ:ખીની દાઝ તેમને દીલ,
"સહાયે જવા જેમને કરતા ન ઢીલ.
"અહુરમઝદને કામ તેમનાં પડયાં પસંદ,
"મીનોઇ જહાનમાં આપ્યો દરજ્જો બુલંદ."

## બુરાં ખરવસ્તરોને મારનારાઓવાળું બેહેસ્ત.

તે યઝદો બન્ને, મારા નેગેહબાન,
ગયા લઇ મને હવે જુદે મકાન.
રવાનોનો ટોળો ત્યાં પડયો નજર,
જમા થયલા તે મીનોઇ મુકામ અંદર.
બહુ બોહોળો બગીચો હતો રોનકદાર,
તરેહવાર ઝાડોની લાંબી અલગાર,
ઉભાઇ રહેલાં લચલચતાં ફુલો ને ફળ,
ઝરફતાં ઝરણો, ને નાળાં નિર્મળ,
પમરતાં જેનાં પાણી અત્તરની પેર,
તળેટીએ તેમની ઝલકતાં જવ્હેર,
ને સોનેરી, રૂપેરી મચ્છી સુંદર
ચલકતી ઝલક ઝક પાણી અંદર.
બેરંગી પંખેરાંથી ડાળીઓ પુર,
સરોદ કાહાડતાં કંઠેથી જેઓ મધુર.
ઘણાએક ગવૈયા બગીચા અંદર
મીનોઇ ગાયન ગાઇને મગજ કરતા તર.
વળી બીજા કેટલાક લઇ ગાયન સાથ તાલ,
મજેહ સાથ કરતા હતા નાચ ખુશાલ.

બસ રંગ રાગ રામશનીની લેહઝત હતી,
બસ અત્તર ને ખુશબોની લંપટ હતી.
"રે કોણ આ સુખી લોક, કહો મને તમ,"
મેં પૂછયું, "જે ભોગવે છે આ સુખ ઉત્તમ?
"એ લોકોએ કર્યાં એવાં તે શાં કામ,
"કે મેળવ્યું એવું અનોપમ ઇનામ?"
મુજ સાથીઓ બોલ્યા કે "દુન્યા અંદર
"ઘણાં એમને માર્યાં બુરાં ખરવસ્તરઃ
"ઝેરી જંતુ સર્પો, ને જાનવર બુરાં
"જે માનવીને દેતાં હલાકી પુરાં,
"કીધો ઘણો તેઓનો એઓએ નાસ,
"આ બેહેસ્તનું ઇનામ તેથી પામ્યા છે ખાસ."
તે દિલબંદ જગ્યાપર ચોહોંટયું મુજ મન,
ને ખાહેશ હૈયાંમાં થઇ એવી ઊત્પન્ન,
કે આ ટોળો જેમને ખરવસ્તર ખરાબ,
ઘણું દેતાં જે માનવીઓને આજાબ,
તે માર્યાં ને મેળવ્યું આ બેહેશ્ત ખુશાલ,
તેમ હુંબી એ બેહેસ્ત પામું એઓ મિસાલ.

## નેક ખેતીકાશેવાળું બેહેશ્ત.

પછી પાક સરોશ અને અરદીબેહેશ્ત
દોરી લઇ ગયા મને નવે એક બેહેશ્ત.
તે સ્થળ બહુ રમણિય, મનોહર હતું,
છવાયલું લીલોતરીથી સુંદર હતું.
દેખાવ દિલપઝીર જોઇ મેં માન્યો આભાર,
કરી યાદ અહુરમઝદની માયા અપાર.
ત્યાં તુળસી ને લીંબું, મોસંબીનાં ઝાડ,
દરખ્તો બુલદના ઠંડ છાંયાં હેઠળ
ઘણાં રૂહો હતાં કે જેમની આગળ

ધણી નારો ચહેરેનમુન નવજવાન,
શિકલ રૂપવાન બીજના ચંદ્ર સમાન,
ખડી હતી તેઓની બરદાસ્તને કાજ,
સજી અંગે રૂપેરી, સોનેરી સાજ.
ગવૈયા વાજીંત્રો વજાડતા હતા,
સરોદો મધુર કંઠે કાહાડતા હતા.
હતો મનમોહક એવો દેખાવ ઊત્તમ,
કે બસ હું પોકારી ઉઠયો એકદમ,
"આહા! કેવાં બેહેશ્ત છે, એકેકથી સરસ!
"કેવાં ખુશનુમા, અરે કેવાં દિલકશ!"
દેખાવ હતો પુરો ખરો ખુશખુશાલ,
હું બોલ્યો, "ઓ યઝદો! કહો તમ એહેવાલ,
"છે આ ટોળાં કોણ કરતાં આવાં આનંદ?
"હશે બેશક કામ એમનાં અહુરમઝદ-પસંદ"
સરોશ બોલ્યો, "એ હતા રંક ખેતીકાર,
"પણ નેકીને રસ્તે રહ્યા ઓસ્તવાર.
"કીધી ખેતીકારીની ફર્જો અદા,
"ધીરજ સાથે ખંત રાખી દિલે સદા.
"કીધાં ઝાડો ફળદાર કરી પરવરેશ,
"રાહ સાચવતની ગેતીમાં રાખી હમેશ.
"સફંદારમદ એમનો છે પાસબાન,
"બજાવી જે અમેશાસપંદનું ફરમાન.
"તું જોય છે તેમ એઓની કરવા ખિદમત,
"છે અબલા ફિરેશ્તા ખડાં ખૂબસૂરત"
સફંદારમદ પડયો મારી નજર,
કીધો સેજદો મેં તેને ઝુંકાવી સર;
ને બોલ્યો હું, "એ નેક અમેશાસપંદ!
"કેવાં આ ઉચ્ચે બેહેશ્ત રૂહ નેક-પસંદ
"તુજ રક્ષણે ભોગવે છે સુખો બુલંદ!"

## ગોસ્પંદોનું પોષણ કરનારા ગોવાળ્યા-ઓવાળું બેહશ્ત.

સરોશની પનાહ સાથ હું વધ્યો આગળ,
ને પ્હોંચ્યા અમો વળી બીજે એક સ્થળ,
ઘણા જ્યાં રવાનો હતાં તખ્તનશીન,
જવ્હેરાતથી જેબદાર જે તખ્તો જરરીન.
દીસે દબદબો મ્હોટા શાહો કિસમ,
રસાલા ખડા તેમની પિઠે હરદંમ.
પોશાક તેમના કિમતી, ઉમદા, સરફરાજ,
દર તખ્ત પાસે અસ્પ એક શણગારેલો સાજ.
એ સુખરૂપ રવાનોથી હું ખુશ થયો,
ખોરરેહદાર દીદાર જોઈ તાજુબ રહ્યો.
મુજ પાસબાનોને પછી પૂછ્યો સવાલ,
"સુનાવો મને આ રૂહોનો એહેવાલ,
"ચહેરા જેમના છે સંતોષી ખુશ ખુશાલ,
"ને ભોગવે છે મરતબો શાહો મીસાલ."
જવાબમાં સરોશે કહ્યું આ રવેશ,
"છે રૂહો ગોવાળ્યાનાં, જેમને હમેશ
"પશુઓ ને ગોસપંદનું કીધું પોષણ,
"બુઢાપા ને મંદવાડમાં લીધી જતન;
"બચાવ્યા ફાડી ખાનાર હેવાનથી જાન,
"ને આપ્યું રક્ષણ જ્યારે ફુંકતાં તોફાન;
"બપોરના ટપોટાથી બંચાવ કીધો,
"ગરીબ ને ગરજવંતને આશરો દીધો.
"ભલાઇનાં કીધાં કામ એવાં બેશુમાર,
"જે કાજ એમને મળ્યો છે અત્રે કરાર.
"ભલાં એવાં કામ છે ખોદાને મંજુર,
"તે બક્ષે છે એવાંને બેહેશ્ત પુરનૂર."

## સાતમું બેહેશ્ત.

સરોશે સમજ આપી આ સવિસ્તર,
ને બોલ્યો પછી તે ધરી મારો કર,
"રે લઇ જા. તું લઇ જા, ઓ અરદા નેક નર,
"ખોદાપર વિચાર તુજ ને ત્રણ પગલાં ભર."
જેવો મેં બજાવ્યો આ તેનો હોકમ,
કે જઇ પહોંચ્યો સાતમે હું બેહેશ્ત એકદમ.
બગીચો વિશાળ એક પડયો નજર,
જેનાં દ્વારો સોનાનાં નરદમ નક્કર.
તરેહવાર સુગંધવાળાં ફુલો ને પાન,
જે સુગંધથી મારી થઇ અક્કલ હેરાન;
ગોલાબ ને સુસન ને શોભિતાં સુમ્બુલ,
તરેહ તરેહ ખુશબોદાર, રંગારંગ ફુલ,
મોસમ્બી ને સંતરા ને રસદાર અંગુર,
અનાર ને ઉત્તમ બીજા મેવા ભરપુર
ને તાજગી બક્ષનાર તરેહવાર ફળ
બેશુમાર ઝાડો પર ઉભાય થલ થલ.
પરંદાંઓ એકેકથી અત્યંત સરસ,
પિંછાં, કલગીર જેઓનાં રંગીન દિલકશ,
સુરીલાં જે કંડે લેતાં તાન મધુર,
તે જોઇ, સાંભળી થયું દિલ આનંદથી પુર.
ને આભારની લાગણીથી હું ઉશ્કેરાઇ,
વખાણ કરવા લાગ્યો તે શક્તિ એલાહી,
થઇ જેથી પેદા આવી ઉત્તમ નવાઇ.
થોડું આગળ વધતાં પડી મુજ નજર
દમામદાર એક મ્હોટી ઇમારત ઉપર,
જેનો ઝલકાટ જાણે સૂર્ય તેજદાર,
જવ્હેરો જડેલાં જે પર બેશુમાર.
એક તખ્ત હતું ખાલેસ સોનાનું નરદમ,
બિછાવેલા ટકીઆઓ રેશમી નરમ.

જરાથુશ્ત્ર બિરાજેલો હતો તે તખ્ત,
તેની પાસ ઉભેલા બેટા નેકબખ્ત,
ભલા એસદવાસ્તર અને ઉર્વતતનર
તથા હવરેચીથ્ર, ત્યાં હતા હાજર.
તે ઉપરાંત ગયોમર્દ ને જમશીદ શાહ,
અનેક બીજા પવિત્ર વિદ્વાનો મહા,
જરાથુશ્ત્ર અશો પેગમ્બરની પાસ
દીઠા જાયનશીન મેં તે મુકામે ખાસ.
મુજ દિલે થઇ પેદા એક આરજુ તે વાર,
"કુલ જેહાનના ખાવીંદ, ઓ પરવરદેગાર!
"નામાંકિત આ નરોમાંજ રાખ મારૂં ઠામ!"
મુજ પાસબાનોને કહ્યું "ઓ નેકનામ!
"ઓ યઝદો પાક! બસ હું રહું છું આ સ્થાન,
"નથી ચહાતો ફરવા ફરી ખાકી જહાન."
સરોશ બોલ્યો ત્યારે, "અરે અશો નર,
"ખોદાને તુજ અંતઃકરણ છે ખબર.
"સવાબનાં બજાવ્યાં છે તેં જે જે કામ,
"બક્ષશે તે કાજ બેશક નૂરી આ ઠામ.
"પણ હોરમઝદના પ્યારા, અરે નેક નર!
"છે કામ તુજ હજી ખાકી દુન્યા અંદર.
"મીનોઇમાં જે જોયું, સમજ્યું છે હ્યાં,
"સમજ તેની સંપૂર્ણ આપવી છે ત્યાં.
"તમામ એક રૈયતની સરજત તુંપર
"છે લટકેલી, અરદા, એ સબબસર."

## એક ગેબી અવાજ.

સરોશે ઓચર્યા જેવા આ સુખન,
પ્રકાશ એક થયો જાહેર અતિ રોશન,
ને સંભળાયો ગેબી એક આવાજ મધુર,—
"રાખો પાક અરદાની સંભાળ પુર.

“હવે એને લઇ જઈ દેખાડો મુકામ,
“ગુનાહોની થાય છે જ્યાં શિક્ષા મુદામ ;
“કે પાછો ફરે હાડમંદ જગતમાં જ્યાર,
“કરે શાહે ઇરાનને એ વાકેફગાર–
“સવાબનાં કેવાં હોય છે ઉમદા ઇનામ,
“કેવી પાપી ભોગવે છે સજા આ ઠામ :
“બને વાકેફ તેથી કુલ રૈયત તમામ,
“ને અટકે વધુ કરતાં ગુનાહનાં કામ.”

## સરોશ યઝદની નસીહત.

લઇ ચાલ્યા આગળ મને બેઉ રેબેવાલ,
સમજ ધણી આપી, બહુ કહ્યો એહેવાલ.
ઘણીએક ઉપદેશની સંભળાવી વાત,
ને બોલ્યો એમ યઝદ સરોશ નેકસિફાતઃ-
“મલે નવ કોઇ ચીજ મેહેનત સિવાય,
“કસી અંગ રોજીંદો કામદાર કમાય ;
“કરે જેવાં ગેતીમાં નેકીનાં કાર,
“મીનોઇમાં મળે બદલો તે અનુસાર.”
વધુ તેણે અક્કલમંદ કહી નસીહત,–
“છે ટુંકી હૈયાતી આદમની સરજત.
“તેને હિસ્સે ચાલુ ફિકર ને જંજાલ ;
“સુખી ને આબાદ હોય પચાસ જો કે સાલ,
“બસ બોલ બોલતાં અણધાર્યાં બને ખુવાર.
“ઘણાઓની લાયકાત એ રીતે કસાય,
“પણ થોડાજ તેમાંથી ફત્તેહમંદ થાય.
“સદી અરધી ભોગવ્યાં હોય પૂર્ણ સુખ,
“પરંતુ બસ એક દિનજ આવે કંઇ દુઃખ,
“ન એટલુંબી ખમવાની એમનામાં હામ,
“નિરાશામાં ડુબે, છોડી હામ તમામ.
“મ્હોટે મ્હોંડે બસ કરવા માંડે ફરિયાદ,
“ખોદાને વગોવે કે છે તે બેદાદ.

"ભોગવ્યાં ભારે સુખો જે બધો કાળ
"બસ એકદમ ભુલી જાય છે એઓ કંગાલ.
"નથી રાખતા એઓ યાદ દિલે સદા,
"હંમેશગીમાં પામશેજ બદકાર સજા.
"સબબ એ, રે અરદા ! તું રાખ ધ્યાન પુર,
"બસ રાસ્તીને રાહેજ ચાલજે જરૂર.
"બીજાઓને બતાવજે બસ માર્ગ આ,
"કેવળ રાખવી નિશદિન રાસ્તીની રાહ.
"રે ધ્યાન ધર, થશે આ બદન તારૂં ખાક,
"પણ કામો કીધાં હશે ઉમદા ને પાક,
"તો આત્મા અમર તુજ ચહડશે બેહેશ્ત-દ્વાર,
"તેં જોયાં અહિં સુખ તે ભોગવશે અપાર.
"ન ખાકી તુજ તનની પરવા ઝાઝી કર,
"બેમુલ તારા આત્માની બસ કાળજી ધર.
"બદનને જો દુઃખ, દર્દ કે ઇજા કંઇ થાય,
"દફે થઇ શકે લેતાં સેહેલા ઉપાય.
"પણ જે કોઇનો બાતેનમાં આત્મા પીડાય,
"શકે કોણ કરી તેનો લેશભાર ઉપાય?
"મુલક એકથી બીજે સફર કરવા ચાહે,
"સરસામાનની તૈયારી આગમજથી થાય.
પૈસા જોઇતા રસ્તાની ખરચીને કાજ,
"જરૂરી લુગડાં, લત્તાં, પાણી, અનાજ,
"એ વતરોગે જોઇતો કરતો સરંજામ,
"રસ્તા વાસ્તે લેવાય છે સાથે તમામ.
"પણ કરવી છે સફર જે અંતને આખર—
"આ જગથી તે જગ તલક પ્રાણની સફર—
"તે માટે કંઇ રાખ્યું કશુંબી તૈયાર?
"છે કોણ એ સફરમાં મદદનો પ્હોંચનાર?
"ઓ અરદાવીરાફ! ધર હું કહું તેપર ધ્યાન,

"હમેશગી-સફર કાજે શું સરસામાન
"કરી રાખવો તૈયાર તેનું કહું છું બ્યાન.
"તુજ યારોએ પહોંચશે જે દોસ્ત તે ખોદા,
"પણ દોસ્તી મેળવવા તેની, તું સદા
"ધરી રાખજે ખોદાઇ રાહ ઓસ્તવાર,
"રાખી એતેકાદ તથા મક્રમ વિચાર.
"રસ્તા વાસ્તે જોઇએ ખોરાકી જે જે,
"તે શ્રધ્ધા, આશા, યાદ ભલાં કામની છે.
"બદન તો છે તુરી ને જાન છે અસ્વાર,
"ખોરાક જોઇએ એમને તે સવાબનાં કાર.
"ન કાબુમાં અસ્પ રહે જો નબળો સવાર.
"હોય અસ્પ નબળો, સવાર કેમ પામે કરાર?
"સંભાળ રાખવી પડે છે તેથી હરવાર,
"કે સાબુત હોય ઘોડો ને તેમજ અસ્વાર.
"આત્મિક અર્થે એ મુજબ, ઓ અરદા જાણ,
"સવાબના કાબુમાં જોઇએ તન ને પ્રાણ.
"જો અસ્વાર નહિં રાખે પોતાની સંભાળ
"પણ રાખે વધુ પોતે અસ્પની જંજાલ,
"જગત તેને હસશે. પ્રથમ પરવરેશ
"બદન કરતાં આત્માની જોઇએ હમેશ.
"ઓ વીરાફ! અહુરમઝદ પાક મેહેરબાન
"ફરમાવે છે આદમને બે આ ફરમાન:—
"પ્રથમ, પાપ હરગેજ ન કરવું કભી.
"બીજું જે અનંત તેણે કૃપા કરી
"આદમ પર બક્ષી છે બક્ષેશો બુલંદ
"તે કાજ રહેવું હરદમ તેના શુક્રમંદ.
"વીરાફ! કર જગતમાં તું આ આશકાર,—
"તજો ઠાલી મજાહ, છોડો અહંકાર.
"નથી માલ મિલકત લઇ જવાં સાથ,
"સવાબ કે ગુનાહો બસ આવશે સંગાથ.

કીધાં હોય ખેતીમાં નેકીનાં કામ,
''માનોઈમાં મહેનત મુજબ મલશે ઇનામ.
''ખુરઝીગર યા બાદશાહ, ગરીબ કે જરદાર,
''સવાબ મુજબ સૌ પામે ઇજ્જત આ દાર.
''ખુદ તારી નજરે તેં દીઠો એહેવાલ
''કેવાં છે સર્વે અહિંયાં સુખરૂપ ખુશાલ.
''હોય ખીલતું જોબન ને જવાનીનો તોર,
''હોય આસુદું અંગ, બન્ને બાજુમાં જોર;
''આદમઝાદ સમજે રહેશે જાવેદાન
''જમીન, જર, ઘરબાર, દૌલત ને માન;
''લીલા રહેશે બાગો સદા ગુલઝાર,
''હમેશાં રેહેશે દ્રાક્ષ–વેળ મેવાદાર.
''રે વીરાફ! આપ તું સમજ સર્વને
''તજો એ વિચાર ને છોડો ગર્વને.
''છે ઠાલા ને જોખમથી ભર્યા આ ખ્યાલ,
''ઉડી જશે સહુ ઝટ એક સ્વપ્ના મિસાલ,
''એવો બોધ દેજે અરદા નેકફાલ.
''આખર કરમાઇ જાય છે ખીલી ગુલ ચમન,
''તે બોધ દે છે–જે લેતું નથી કોઇ જન–
''જગતબી પસાર થઇ જશે એ પ્રમાણ,
''ન કંઇ પણ કાયમ છે જાવેદાન,
''સિવાય પાક પરવરદેગાર મેહેરબાન.
''ખોદા ઉપર તે વાસ્તે બસ બાંધવો ખ્યાલ,
''ખોદાવંદે રાસ્ત, દાવરે બેમિસાલ.
''નથી કોઇ મજાહ ખાલી બસ દુ:ખ વગર,
''ઇજ્જત પુઠે નિંદા, કાંટા ગોલાબ પર,
''શરાબમાં ભરેલી છે મધુર લેહેઝત,
''પણ જાસ્તી પીતાં આવે દુ:ખ, ફઝીહત.
''રે ભોજન કદાપિ જો જાસ્તી ખવાય,
''તો દર્દ થઇ, હકીમ પાસ ફરજ્યાત જવાય.

"અરે સાદું પાણીબી જાસ્તી પીવાય,
"તો તેથીબી ઉત્પન્ન હિલે દર્દ થાય.
"શું ખાણીપીની, ઓરત, શરાબ મધુર,
"હર હર ચીજમાં અંદાજ તો જોઇયે જરૂર.
"ન અંદાજ ઉપરાંત કશું કરવું કદી,
"એઅંદાજી પુકે છે શિક્ષા ખડી.
"અગર ખાણું પીનું કરે એવજન,
"એઅંદાજ કરે એશ, અશરત, ચમન,
"તમામ ખચીત સુસ્તી બને તન બદન,
"ઉલટી દીનનાં કામને મલે ઉત્તેજન.
"જે કોઇ એઅંદાજીમાં રહેશે ચકચુર,
"તે એહેશ્તદ્વારથી બાતેલ થશે જરૂર.
"વીરાફ! રહે આ પરથી તું ખબરદાર,—
"હવસોને આપી જો છુટ હદ બહાર,
"થવાની નથી તેથી ઓરમી બરપા,
"ન હૈયામાં નેકીની લાગણી પેદા.
"ઘણા માંગે દાદગર પાસે ફરઝંદ,
"કબુલે છે અર્જ તેમની દાતા બુલંદ,
"પરિણામ નિપજે છે શું આકેબત?—
"દરિઆ જેટલી જંજાલો, રંજ, મુસીબત.
"તે એટા કે એટી લે દુર્ગુણની રાહ,
"ને માબાપની જીંદગી બનાવે સીઆહ.
"કદી એટા નિકલે ચોર, બદમાશ અતિશ,
"એટી પકડે પેશા નીચ, નફ્ટ, નજીસ,
"માબાપોની વૃદ્ધ વયે લાજ લુટાવે,
"નામોશીમાં તેઓનાં સિર રગડાવે.
"બનાવે છે મધમાખી મધ લેહેઝતદાર,
"પણ રાખે છે ડંખ ક્રુર ચટકો દેનાર.
"લોભ, લાલચ, મોહ, મદ, ગુસ્સા નાપસંદ,
"છે ચાલુ જગતમાં ફેલાતા જોસબંધ.

"તે કૃપાળુ કિરતાર બક્ષે છે જ્યાર,
"કોઇ ધણીને જર તેની ઇચ્છાનુસાર.
"ન શુક્ર કરે, રાખે ચાલુ હમેશ,
"વધુ, સેહેંકડો વાર વધુ, જરની ખાહેશ.
"બુરા લોભથી આંખ્યોથી નિંદ ઉડી જાય,
"મદોનમત હવસો ન દાબી શકાય.
"દરિદ્રતા હમેશની હાંસલ થાય.
"ઘણા જીત્યાં કએકાઉસે દુન્યાનાં દેશ,
"હજુ વધુ જીતોની રાખી ખાહેશ.
"ફુગાયું સર તેનું ગરૂરીથી પુર,
"ફત્તેહ કરૂં આસમાન એમ બન્યો મગરૂર.
"ભયંકાર શિકસ્ત તેણે કીધી હાંસલ,
"સજા પામ્યો સખ્ત એવી મુર્ખાઇ બદલ.
"છે સંતોષી મન સૌથી સુખી અકસર,
"પસંદ છે અહુરમઝદને સંતોષી નર.
"નસીહત મેં આપી છે તને, અરદા,
"સંગ્રહી રાખી, પાછો તું દુન્યામાં જા,
"ત્યાં એ માફક કરજે તું રૂડો ઉપદેશ,
"ને એવીજ રીતે રહેજે તું પણ હમેશ.
"પવિત્રાઇ ને સત્યની સાંધજે તું રાહ,
"પરસ્તેશ અહુરમઝદની કરજે અદા."

## ધર્મની પાસબાની કરનાર નેક બાદશાહોવાળું બેહેસ્ત.

સરોશે કીધો તેનો બોધ જ્યાં ખતમ;
અમે વધ્યા આગલ, પડયાં મુજ ચશમ
ઘણાએક રૂહ, જેમનો સફેદ લેબાસ
જરીકામ ઉમદાથી ગુંથેલો ખાસ.

ફિરેશ્તા અમરદાદ, આંવાં, આદર
પડોસમાં ત્યાં પડ્યા અમારી નજર.
બિછાવેલાં રેશમની ગાદીથી તખ્ત–
પર હતાં બિરાજમાન રૂહો ખુશબખ્ત.
અમ્બરનો અમર પમરાટ હતો ત્યાં કુલ,
ખુશ ગોફ્તેગોમાં હતાં સર્વે મશગુલ.
છાપ સંતોષનો દિસતો સર્વ મુખપર,
હરેક રૂહ સુખી પૂર્ણ પડયું નજર,
હાજર ત્યાં અમરદાદ, આંવાં, આદર.
બેઉ યઝદ હતા જે મારા રખેવાલ,
મેં તેઓને પૂછયું, "સુનાવો એહેવાલ,
"છે કોણ જેમને મલ્યું છે આ સ્વર્ગ મકાન?"
જવાબ મને મલ્યો, "આ તેમનાં રવાન
"જેઓ શાહો હતા, અદલ, કાળજીમંદ,
"રૈયતનું ભલું જેમને હૈયે પસંદ.
"નેકીને અશોઇનાં કીધાં સારાં કાર,
"ખણાવી ઘણી નેહેર, ને કુવા, પન્યાર.
"કેટલાકોએ બાંધ્યાં મુસાફર–મુકામ,
"કેટલાકે કારવનસીરાઇ ઠામ ઠામ.
"કેટલાકે બનાવ્યા ફુલોના ચમન,
"ગરીબો ફરી હરી કરે અમન.
"ન ઝાડોનો જાણી બુજી કીધો નાશ,
"કીધી પાક આતશની જાલવણી ખાસ.
"દીન આઇનની કીધી બધી ફરજ અદા,
"અહુરમઝદની પાક દીને ચાલી સદા,
"ધરી પાક જરથોશ્તની શીખવેલી રાહ."

## પરદુ:ખભંજનોવાળુ બેહેસ્ત.

હજી વધતાં આગળ અમ પ્હોંચ્યા મકાન,
ઘણા જ્યાં મેં ખુબસૂરત દીઠાં રવાન,
ચહેરા જેમના રોશન ખોરશીદ સમાન.
દીદાર તેમના કે કે કિરણ ઝળેહદાર,
અંગે તેમને મીનોઇ વસ્ત્ર–શણગાર,
મીનોઇ નૂરમાં કરતાં હતાં ફરહર,
સાલ સોલની જવાન તેમની દીસતી ઉમર..
રોશન તેમના રોખસાર આફતાબ રવેશ,
પ્રગટ છાપ નિર્દોષપણાંનો ખાલેસ.
બુલંદ હતાં તેમનાં દીવાનખાનાં ખાસ,
જ્યાં નૂરમંદ રોશનીનો ઉત્તમ પ્રકાશ.
દેમાગ મુજ થયું ખુશ, થયું દિલ ખુશાલ.
"આ કોણ છે, મને કહો," મેં કીધો સવાલ,
"મીનોઇ નૂરના દરિઆમાં કરતાં ફરહર ?
"ભલાં કામ કીધાં શું તે કહો નામવર,
"કે ભોગવે છે દરજ્જો ભારે અકસર ?"
સરોશ બોલ્યો, "આ છે તેઓનાં રવાન,
"ગરીબોના હતા જેઓ સહાયવાન.
"મદદ પામી એઓથી વિધવા મોહતાજ,
"માબાપ વન બચ્ચાંની એમને લીધી દાજ,
"કીધાં સંકટ દુ:ખીનાં એઓએ કમ,
"ઇનામ પામ્યાં ત્યાં નવજવાન રહે હરદમ.
"છે યાદગાર એઓની સર્વે ભલાઇ,
"દુ:ખી ને ગરીબોને હૈયે કોતરાઇ,–
"ગરીબો કે જેઓને દીધેલાં દાન,
"દુ:ખીઓ કે જેમને થયલા સહાયવાન.
"વળી વિધવા રંક અને નાવારસ બાળ,
"હતા જેમના એઓ ઉદાર પ્રતિપાળ,
"ઉદારતાથી કીધાં જીગર જેમનાં શાદ,
"છે તેઓને હૈયેબી એઓની યાદ."

**અરદાવીરાફ ખોદાના શુકરાના કરે છે.**

મુજ સાથી ફિરેસ્તાઓએ કીધું જાહેર
બેહેસ્ત સઘળાંના જોઇ ચુકયો ભેદ હું આખેર.
ઉભાતે જીગર હું બોલ્યો એમ કલામ,
“આહા શું ખુશ થયો છું હું જોઇ આ તમામ!
“આહા આવી ભલાઇનો કેમ માનું આભાર!
“ખોદાના છે શુક્ર હજારો હજાર.
“જે કામ અર્થે આવ્યો હું મીનોઇ આ જહાન
“તે દાદારની મેહેરે પાર પડયું આસાન!
“બદનમાં હશે મારા જ્યાં સુધી દમ,
“ખોદાઇ રાહેજ ભરીશ હું સાબુત કદમ.
“અશોઇનો તરીકો હું જાલવીશ સદા,
“ભલી દીને જરથુસ્ત્ર ઉપર ફિદા.”

**ભાગ પહેલો સમાપ્ત.**



## શાહ જમશીદની ગરૂરી.

ઇરાન–તખ્તે જમશીદ બિરાજમાન હતો,
ઘણા એલ્મો, હુન્નરમાં વિદ્વાન હતો.
એના કાળમાં બન્યાં શમશીર ને કટાર,
ને કોલાહ ને બખ્તર ને બીજાં હથીઆર.
રેશમ, સણ, વણી કરવા વસ્ત્રો સુંદર,
એ જમશીદે શીખાડયો પ્રથમ હુનર.
વસાવ્યાં નદી તીરે શેહેર ઠામ ઠામ,
ખેડાવી વેરાન, કીધાં આબાદ તમામ.
હરેક શખ્સ કરતો કંઇ લાયક ઉદ્યોગ,
ન આળસાઇ, ન સુસ્તીનો રહ્યો સંજોગ.
એ પાદશાહથી શીખ્યા કડીઆ, કારીગર,
મટ્ટીમાંથી ઇંટો બનાવવા હુન્નર,
ને ઇંટોથી કેમ બાંધવા વસવા મકાન,
મીનારાઓ, કીલ્લાઓ, મેહેલો, અએવાન.
દરેક વિદ્યાનો જમશીદ જાણકાર હતો,
બધા ભેદોથી પુર માહીતગાર હતો.
એનેથી શરૂ થયું નવરોઝ જશન,
શરાબ ને ખુશ ખાણાંથી રાઝે હર જન.
કીધા એણે રૈયત તણા વર્ગ ચાર,
અથોરનાન* પેહેલો, બીજો રથેશ્તાર†,
ત્રીજો વાસ્ત્રયોશ, ખેતીવાડી કરનાર,
ચોથો વર્ગ હુતોખ્શ, યા ધંધાદાર.
ચલાવ્યું વર્ષ સાતસો વેર નિષ્કંટક રાજ,
ન મંદવાડ, ન મૃત્યુ, ન કોઇ જન મોહતાજ.
ખુશી ભર્યા રેહે સર્વે આદમીના ચેહેર,
એવી એનાં રાજ્યપર ઇશ્વરની મેહેર.

---

* ધર્મગુરૂનો વર્ગ.
† પાદશાહ તથા પેહેલવાનોનો વર્ગ.

વર્ષ સાતસો પછી થયો અજબ ફેરફાર,
ભરાયો એ પાદશાહના દીલમાં એહંકાર.
બોલાવ્યા એણે રાજના ઓહ્દા, વિદ્વાન,
હકીમો ને દસ્તુર ને ઉમરાવો મહાન.
બની જ્યારે તે મોહોટી મજલીસ ચીકાર,
સવાલ કીધો મગરૂર તે શાહે તે વાર
"થયો છે શું સારી જગતમાં કોઇ શાહ
કદી મ્હારા જેવો મહાન આલીજાહ ?"
"થયો છે કોઇ એક પણ જેને મુજ સમ બળ,
ને ચેહરાનો ખોરેહ, ને જ્ઞાન, ને અક્કલ ?"
તે મજલસીઓ બોલ્યા એકે આવાજ,
"ન તારા જેવો કોઇ થયો સરફરાજ.
તું એકલો, સર્વોત્તમ, ન કોઇ તુજ સમાન,
ફિરોઝ, ફતેહભર્યો, તું અમર યશવાન."
બસ જમશીદનું લેતાં લોકો લબપર નામ,
સૌ જોઇ રહ્યાં એનાં ખોરેહ ને દમામ.
તમામ દેશ ભૂલી ગયું પરવરદેગાર,
ભૂલાઇ પાક યઝદાનની ભક્તિ તે વાર.
બસ જમશીદ–પરસ્તેશમાં પ્રજાનું ધ્યાન,
ખોદાવંદ એને કહી, ખોદાઇ આપે માન.
મગજ આથી જમશીદનું ફુલી ગયું,
ગુમાનીથી દીલ એનું છલકાઇ રહ્યું.
ભર દરબારમાં એહંકારી બોલ્યો સુખન,
"કુલ શક્તિનો સાહેબ હું છું હરિફ વન.
કુલ જહાનનો એકલો માલેક તાજદાર હું,
કુલ જહાનને બધા એલ્મ શીખાડનાર હું.
તમામ લોકને ઉદ્યમમાં લાવનારો હું,
ખેતી કાજે ક્ષેત્રો ખેડાવનારો હું.
કુલ રૈયતને બક્ષિશ બક્ષનારો હું,
તમામ દર્દ, દુઃખ, મોહોતનો તારનારો હું.

મુજ હોકમથીજ બને છે બધી ભલાઇ,
મુજ ફરમાનથીજ આવે છે બધી મહોટાઈ.
તમામ જગ કબુલે છે એક અવાજ,
નથી એકબી મારા સમાન સરફરાજ.
ધરાવે છે માહરેથી જાન તમનું તન,
મને જે નહિં માને તે છે અહરીમન.
મલે છે કુલ જગને બસ મુજથીજ પનાહ,
તો કહો બસ મનેજ જગનો કર્તા, ખોદા."

શાહ જમશીદે સુખન ઓચર્યાં મગરૂર,
પાક પરવરદેગાર તરફ તોછડાઇથી પુર.
તુટો તેનો ઓરેહ, ગયું તેનું નુર,
ને મીજલસીઓમાં પસરયું ફિતુર.
થયો સૂર્ય તે પળથી જમશીદનો અસ્ત,
નસીબ બન્યું તે પળથી તેનું બરગસ્ત.
છે પીલસુફનું કહેલું વચન મોતેબર,—
"બિરાજમાન હશે પાદશાહ ગાદી ઉપર,
રૈયત તેને રહેશે પુરી તાબેદાર.
પરંતુ જો શાહમાં ઉતર્યો એહંકાર,
ખોદાની પરસ્તેશનો કીધો ઇનકાર,
તો નિશ્ચય થવાનો તે ખસ્તે ખુવાર.
ઓલાદ પામશે નાશ, ઘરબાર બનશે વેરાન,
ગરૂરીનું ફળ એથી કમતી ન માન."
જોઇ જમશીદે લોકમાં ફિતુરની ચલવલ,
ત્યાર આવી તે ભાનભૂલા શાહને અક્કલ.
ફિકરથી થયું તેનું હૈયું હેરાન,
કે રૂઠ્યું હવે છે તેના પર આસ્માન.

હતો મરદાસ નામનો એક આરબ સરદાર,
દુધાળાં ધરાવતો જે જાનવર હજાર.
ઘેટાં, મેંઢાં, બકરાં, ચરબદાર ગાય,
ને ઉટો કદાવરથી માલદાર ગણાય.

તમામ દુધ સખાવતમાં આપી હરરોજ,
ગરીબોની હાજત તે ટાળતો દરરોજ.
ઝોહાક નામનો પુત્ર તેને એક હતો,
ઘોડા દશ હજારનો જે માલેક હતો.
જે પરથી 'બીવરઅસ્પ' * કહેતા તેનું નામ,
મીજાજી હતો ને જુલમગાર તમામ.
બદ ઇબલીસની બુરી તે માનતો સલાહ,
ને તેની શિખવણીથી કરતો ગુનાહ.
જતો મરદાસ બામદાદમાં એબાદતગાહ,
ખણાવ્યો ઝોહાકે એક ખાડો તે રાહ.
તુટી પડયો ખાડા માંહે મરદાસ અજાણ,
તેના ભાગા હાથ પગ, ગયો તેનો પ્રાણ.
જુઓ કેવી બેવફા છે આ જહાન,
ભુંડો બેટો લીએ ભલા બાપનો જાન!

હવે લીધી ઝોહાકે રાજની લગામ,
ભમાવે જેમ ઇબલીસ કીધાં તેમજ કામ.
જમા કીધું તેણે એક આરબ લશકર,
ને ચહડાઇ લઇ ગયો ઇરાન દેશ પર.
સેતારો હતો થયલો જમશીદનો અસ્ત,
જમાનો હવે તેનો થયલો બરગશ્ત.
અમીરો ને સરદાર થયા બેવફા,
એને છોડી શત્રુ સંગ ભેગા થયા.
ફરી બેઠા એના ખુદ જ્યારે સિપાહ,
કરી શું શકે ત્યારે બદબખ્ત શાહ!

ઘણીય કીધી કોશીશ શાહે, મગર
ઝોહાક સામે ઝીલી ન શકયો ટકકર,
આખર પામ્યો તે એક જબરદસ્ત હાર,
ને નાઠો છુપાતો ભરાતો, હાડમાર.

---

* પેહલવી ભાષામાં "બીવરઅસ્પ" એટલે દશ હજાર ઘોડા.

થઇ જીંદગી એને એક બોજા સમાન,
એને મનથી દુન્યા બસ દુઃખનું મકાન.
ઝોહાકે કીધું ધારણ શેહેનશાહી તાજ,
ઇરાન દેશ પર હવે તેનું ચાલ્યું રાજ.
નાબુદ કરવા જમશીદનાં નામ ને નીશાન,
ઝોહાકે બહાર પાડયું પોતાનું ફરમાન.
ફરી વળ્યા જાસુસ તેના ગામે ગામ,
ધરી લાવવા જમશીદ હોય જે બી ઠામ.
ન જમશીદની રખડાટનો રહ્યો શુમાર,
જાબુલ, હીંદ, ને ચીનમાં ભટકયો લાચાર.
જેને કેહેતી પ્રજા ખુદાવિંદ સરતાજ,
તે નાનના એક ટુકડાનો રેહેતો મોહોતાજ.
ન દીઠો તેને કોઇએ સો સાલ તક,
થયો જાણે દુન્યાથી ગુમ મુતલક.
સોમે વર્ષે ચીન દેશના દરીઆની પાસ,
નજર પડયો એક દી તે પાદશાહ ઉદાસ.
બેડી નાખી પગ હાથમાં કેદી મીસાલ,
ગયા ઘસડી ઝોહાક પાસ તેને તત્કાળ.
ઝોહાકે તેને કીધો એવો સવાલ—
"ગયો કયાં તુજ પાદશાહી દબદબો હાલ ?
ગયાં કયાં રે શેહેનશાહી ત્હારાં તખ્ત ને તાજ ?
ગયા કયાં તુજ કાયદા, હકુમત ને રાજ ?
શું એક વખતે ત્હારાં દમામ ને દમ્મર,
ગયું કેમ એમ ઉડ્લાઇ નશીબનું ચકકર ?"
શાહ જમશીદે વાળ્યો જવાબ એમ તે વાર,—
"નાહક તેં કીધો છે મને ગીરફતાર.
નથી લાજમ બેડીમાં રાખે મુજ હાથ,
રમાયો છે કેવળ ફરેબ મ્હારી સાથ.
તમામ માહારા સંકટનું મુળ તો તું છે,
તો આવા સવાલની તુજ મકસદ શું છે ?

જો તુથીજ વરસ્યો છે મુજ પર સીતમ,
કરે શાનો ડોળ જાણે લાગતો હોય ગમ ?"
સુની આવા જમશીદના હિંમતી બોલ,
ઝોહાક બન્યો ગુસ્સાથી તપી લાલચોળ.
તે નાપાક બોલ્યો, બાંગ મારી બુલંદ,
"ઝટ બોલ કે છે મોહોત તને કેવું પસંદ ?
વિંધી નાખું તીર વડે તારૂં ભીત્તર ?
કે દઉં તને લટકાવી શૂળી ઉપર ?
કે ધડ તુંજ ઉરાડું યા ભોકું કટાર ?
તને કઈ તરેહ મોકલું, બોલ, જમને દ્વાર ?"
ઉત્તર આપ્યો જમશીદે, "કેદી છું તુજ,
ભલે ચાહે તે રીતે તું લે જાન મુજ.
ગમે તેટલું વેર લે, ન બીહીવું મરવા;
જો મરવું તો એમ કે એમ શેની પરવા !"
આવાં સાંભળી જમશીદનાં હિંમતી વેણ,
ઝોહાકના ચહડી ગયાં ગુસ્સાથી નેણ.
ઘણું ઘાટકી મોહોત દેવા બાંધ્યો વિચાર,
ન લાગણી દયાની કંઇ જાણી લગાર.
મંગાવ્યાં તેણે પાટીયાં લાકડાનાં બે,
બંધાવ્યો શાહ જમશીદને તેના વચ્ચે,
મંગાવી એક લોખંડી કરવત ધારદાર,
શાહ જમશીદને જીવતો વેહેરાવ્યો આરપાર.
રે બદબખ્ત જમશીદ, તુજ મ્હોત કેવું ક્રુર !
ઝોહાકે લીધું શી રવેશ વેર પુર !
વધુ કોણે જમશીદથી રાજ્ય કીધું ?
પણ સેવટમાં ફળ શું એ રંજનું લીધું ?
ગુજાર્યાં એણે તખ્તપર સાતસો સાલ,
અનુભવ્યા સારા, માઠા એણે હાલ.
તે અઝદાહ*ના દમથી છુપાઇ બહુ રહ્યો,
પણ આખરે ફસીને સપડાઇ ગયો.

* ઝોહાક.

અરે દુન્યા છે એવી નાપાયદાર,
ના નેકીનાં બી સિવાય રોપતો કોઇ વાર.
આ નાપાયદાર જગપર કાંય લોક રાખે પ્રીત?
જુરાઇ ફાવે એવી છે એ જગની રીત.
જ્યાં સંભળાય છે ચાલુ બસ મોહોતના પોકાર,
ધરાયો, રે છોડવ આ દુઃખથી કિરતાર!

---

## રૂસ્તમ સોહોરાબ.

દિલાવર જહાંજોય રૂસ્તમ નામદાર,
નિકળ્યો એક રોજ કરવા ગોરખર શિકાર.
કમાન ચાંચીપર તેણે ચહડાવ્યું તીર,
વીંધી નાંખ્યું ફરખે એક ગોરખરનું શીર.
કરી તે બીયાબાનમાં આતશ રોશન,
ખાવા ભુંજયું ચરબદાર ગોરખરનું તન.
પીધો નોશ અંગુરનો મીઠો શરાબ,
મેલી રખ્શ ચરતો ત્યાં લીધો ખુવાબ.
પુરી નિંદમાં રૂસ્તમ હતો ગીરફતાર,
આવી તેટલાં ચહડયા તુરાની સવાર.
જોયો ચરતો એકલો રખ્શ અસ્પ તેજ,
કરે ચાહ્યું તેને કમંદથી પહરેજ.
ઘણા થયા ખાક ચુંમતા જમીન ઉપર,
પણ ફાસાંમાં સપડાયો ઘોડો આખર.
લઇ નાઠા તે રખ્શને તુરાની સવાર,
પડી રહ્યો રૂસ્તમ તો ઉંઘમાં ચીકાર.
ખોવાબથી થયો જયારે નામદાર બેદાર,
નજરે નહીં પડયો રખ્શ તેને તે વાર.
ફેરવતાં ચશમ, તેને પડયાં નજર
સવારોનાં પગલાંઓ જમીન ઉપર.
સમજ્યો તરત તે કે બહાદુર રખ્શ
ઉડાવી ગયા છે કોઇ બદમાશ શખ્સ.

ધરી તેણે શેહેરે સમનગાનની રાહ,
દીધે બબ્રેબ્યાન બખ્તર, માથે કોલાહ.
સમનગાનના શાહને પડી એમ ખબર,
કે શહેર ભણી આવે છે તેહેમતન નામવર.
તેને આવકાર આપવા નીકલ્યો તરત,
દેખાડી બહુ મોહોબત ને આપી ઇજ્જત.
મગર રૂસ્તમ રહ્યો ઘણો ગુસ્સેમંદ,
સવાલ કીધો તેણે એમ બાંગે બુલંદ,
"રખ્શ માહારો અસ્પ માહારો દોસ્ત વફાદાર,
છે કોણ તેને ચોરી તુજ મુલ્ક લાવનાર?"
"રે ગુસ્સો ના કર," શાહે વાળ્યો ઉત્તર,
"ખુશી છું તને જોઇ હું, ઓ નામવર!
સવારો દોડાઉં છું હું કરવા તલાસ,
ફરી વળશે બોલબોલતાં તેઓ ચોપાસ.
જરા રેહેશે નહિં રખ્શની શોધમાં કસુર,
મેહેમાનદારી મુજ તેટલાં કર તું મંજુર.
બને તું મુજ મેહેમાન તો થાઉં સરફ્રરાજ,
મુબારક છે જહાંજોય તું મુજ મેહેલે આજ!"
ભલા શાહનાં સાંભલી આ મીઠાં વચન,
થયો શાંત પેહેલવાન રૂસ્તમ તેહેમતન.
ખુશાથી કીધી અર્ઝ શાહની મંજુર,
આવી જેથી શાહને પણ ઉલટ પુર.
તલાસ રખ્શની કરવા દોડાવ્યા સવાર,
દમામદાર એક મીજલસ કરાવી તૈયાર.
આવી નખરાં કરતી કંઇ એક રામશગર,
ગાયનનો બતાવ્યો અજાયબ હુન્નર.
સુરાહીઓ ભરી લાવ્યા સાકી શરાબ,
જામો ઉપર જામો થઇ ખાલી શેતાબ.
લેહેજતભર્યા પકવાનની ચાલી રેલછેલ,
બહુ નાચરંગ ને ગાનતાનથી ગાજ્યો તે મેહેલ.

ઘણો પામ્યો તેહેમતન આથી આનંદ,
ગાયન ને શરાબથી થયો હરખમંદ.
કરાવી પછી એક આરામગાહ તૈયાર,
કરે જ્યાં ખુવાબ રૂસ્તમ નેક નામદાર.
ગાલીચાઓ પાથર્યા રેશમી સુંદર,
ને તકીયાઓ મખમલના કીધા હાજર.
થયો ખુશ નિંદમાં ગિરફ્તાર રૂસ્તમ,
મગર થોડે વારે ખુલી ગઇ ચશમ.
અહો! કોણ એ રૂપવંતી નાર અનુપમ,
પલંગ તરફ લાવે છે નાજુક કદમ!
પુંઠે તેની ચાલે છે બાંડી જવાન,
ધરી હાથમાં સલગાવેલી શમેદાન.
તે કન્યાનું મુખ ચમકે ચંદ્ર ફીસમ,
ને કસ્તુરી જેવો છે પમરતો દમ.
તીરંદાઝની કમાન સમ વાંકાં ભવાં,
ને પેહેલવાનની કમંદ સમ પેચદાર ઝુલફાં.
કહે છે તે કન્યા સીધી સનોબર,
સંપૂર્ણ છે ખુબસુરત તે માહપેકર.
"ઓ દીલચસ્પ નાઝનીન!" બોલ્યો રૂસ્તમ,
" શા કાજ લાવી છે તુજ મુબારક કદમ?"
બોલી મીઠા લબ ખોલી, "હું તેહેમીના,
પેદર મારો છે શેહેર સમનગાનનો શાહ,
ન પરદા બાહાર કોઇએ જોયો મારો ચેહેર,
ન સાહાદ મારો સાંભળ્યો કોઇએ આજવેર,
મેં સાંભળ્યાં છે તાહારી જંગોનાં બયાન,
તુજ કૌવત દલેરીના જાણ્યાં વખાણ."
તે અબલાને મુખથી આ સાંભળી સુખન,
ઘણો થયો આશ્ચર્ય રૂસ્તમ તેહેમતન.
કીધો ઇંતેઝારીથી તેણે સવાલ,
" મોરાદ શી ધરાવે છે ઓ નાઝનીન હાલ?"

શરમ કાજ તેહમીનાનું મોંહ બન્યું લાલ,
ને શરમાઇ નીચી ડોકે કહ્યો એહેવાલ.
"અખંડ તારી કીર્તિ, પરાક્રમી કામ,
"હું સાંભલતાં હંમેશ, થઇ ફીદા તમામ.
"ખોદા પાકના મનમાં મેં લીધા કસમ,
"ન તુજ વન વરીશ કદી બીજો ખસમ.
"મેંજ મોકલેલા તુજ રખ્શ પકડવા સવાર,
"કે તો બમ રાખે અહીં એ અસ્પ તેજદાર.
"ને આવે તું શોધ કરતો જ્યાં નામવર,
"તો જોઉં હું તને ખુદ નજરો નજર.
"ભોલાં મનથી કહી છે મુજ હૈયાંની વાત,
"રે રૂસ્તમ! હવે જાઉં છું, થઇ ગઈ છે રાત.
"તું મલ મુજ પેદરને સહવારે જરૂર,
"બસુસ આપણી શાદી એ કરશે મંજુર."

વિદા થઇ આરામગાહથી તે માહપેકર,
રહ્યો રૂસ્તમ પેહેલવાન હરખાતે જીગર.
જેવો ઉગ્યો ખોરશેદ ને પડી સહવાર,
સમનગાનના શાહ પાસે પોહોંચ્યો નામદાર.
નેકામાં માંગ્યો તેની બેટીનો હાથ,
મંજુર રાખી અર્ઝ શાહે હરખની સાથ.
તેહેમીનાને તેહેમતનની થઇ શાદી ત્યાં,
ફેલાઇ ખુશ ખુશાલી ને આબાદી ત્યાં.
તેહેમીના સંગ તેહેમતન રહ્યો થોડો વખ્ત,
પછી બોલ્યો,"જાઉંછું, ઓ દીલબર નેકબખ્ત!
"રે વ્હાલી! જવાની મને આપ રજા,
"ખોદા રેહેજો ત્હારો, નેગેહબાન સદા!
"એક પુત્રીને જન્મ તું આપે અગર,
"તો બાંધજે આ મોહોરો તેના ઝુલ્ફ અંદર.
"પણ આવે જો પુત્ર તો બાંધ બાજુ પર,
"નરીમાન મીસાલ શુરો થશે તે નર."

એમ બોલી સવાર થયો તે રખ્શ પર,
તેહમીનાને ભેટી, તે ચાલ્યો સફર.
જુદાઇએ થઈ શાહઝાદી ગમ–ગીરફતાર,
થયાં વેહતાં આંખમાંથી આંસુ નવધાર.
થયા નવ પુરા મહિના જ્યારે ખતમ,
માહતાબ જેવા બેટાને આપ્યો જનમ.
સમનગાનના શાહે નામ રાખ્યું સોરાબ.
એક માસમાં કદ વર્ષ જેટલું વધ્યું શેતાબ.
દીસે ચહેરો જાણે કે રૂસ્તમ પેહેલવાન,
સુરતે આબાદ જાણે સામ નરીમાન.
ફરાખ તેનું સીનું ગોયા ઝાલેઝર,
ન જગમાં હરીફ જ્યારે નવ થઇ ઉમ્મર.
થયો મ્હોટો દશ વર્ષ, ગયો મા આગલ,
ને બોલ્યો, "ઓ માદર, કેહે માહારી નસલ.
"પુછે છે મને લોક મુજ પેદરનું નામ,
"તો વ્હાલી મા, તેમને હું કહું શું કલામ ?
"રે તોખમ શું માહારી ને કોણ મુજ પેદર,
"મને માદર એ બાબત તું જાહેર કર."
તેહમીનાએ કાળજીથી આપ્યો જવાબ,
"પેદર તારો રૂસ્તમ છે, વહાલા સોરાબ.
"ખોદાએ જેવારથી પેદા કીધી જેહાન,
"થયો નથી પેહેલવાન તુજ પીતા સમાન."
મશહુર કેવા સોરાબના ન્યાગાન હતા,
નરીમાન, સામ, ઝાલ જેવા પહેલવાન હતા,
કેવી તેમની મરદાનગી ને જબરાં જોર,
પોલાદ જેવી બાજુ, શું છાતીનો તોર !
નેઝા, ગુર્ઝ, ખંજર, ને શમશીર ને તીર–
થી ફોડતા ને ચીરતા દેવ, દુશ્મનનાં શીર.
તેહમીનાએ કીધું એ બધું દાસ્તાન,
જે સોરાબે સાંભળ્યું ધરીને ધ્યાન.

જુસ્સો ચહડયો પેહેલવાની સોરાબને દીલ,
ચાહયું જોઉં પેદરને કરૂં નહીં હું ઢીલ.
તેહેમીનાએ તેને પટાવ્યો ઘણો,
મીઠા બોલથી તેને સમજાવ્યો ઘણો.
બોલી તેણી "ઓ મારા જીગર ને જાન!
"રે દીકરા, તું છે મારી આંખો સમાન.
"બેટા તેનો તું છે એમ જાણશે રૂસ્તમ,
"તને પાડશે છુટો તે મુજથી એકદમ.
"ન રેહવા દેશે તને ત્યાં સમનગાન,
"સુન્હુ લાગશે તુજ વગર માહારૂં મકાન.
"સોરાબ, વહાલા દીકરા, મુજ આંખોના નુર,
"તુજ જુદાઇથી દીલ મારૂં તુટશે જરૂર."

જહાંજોય રૂસ્તમે તેહેમીના પર
ઘણી મોકલી હતી સોગાદ ને નઝર,
પુછાવી હતી ફરઝંદ વીષે ખબર,
તેહેમીનાનો એમ હતો જવાબ મગર,
કે બેટીનો આપ્યો છે તેણે જનમ,
જેથી નાસીપાસ થયલો તેહમતન રૂસ્તમ.
ફરી ન ગયો કબુ શેહેર સમનગાન,
ખસી ગયું તે શેહેરથી જહાંજોયનું ધ્યાન.
સોરાબને તેહેમીનાએ કહયું ફરી,
"બેટા, સાંભળ હું કહું છું તે ધ્યાન ધરી.
"જાહેર હરગેજ એમ તું કદીબી ના કર,
"કે તેહેમતન નામદાર છે તાહરો પેદર.
"એ વાત જો જશે બદ અફરાસીઆબને કાન,
"છુટાં પાડશે આપણને એ બેગુમાન."
શેતાબ બોલ્યો એમ તે બેટો ઉલટમંદ,
"ન હરગેઝ છુપાવીશ હું કોણનું ફરઝંદ.
"દીલાવર રૂસ્તમ પેદર નામદાર-
"ને ભેટવા થયો છે મુજ જીવ તલબગાર.

"પરાંગદેહ કરૂં હું સેના, સીપાહ,
"તખતથી ઉઠાડું હું કેકાઉસ શાહ.
"હરાવી હું તુસ અને સરદાર તમામ,
"હું તખ્ત પર બેસાડું મુજ પેદર નેકનામ.
"કરોડોપર છે હાલ કેકાઉસ શાહનું રાજ,
"મારા બાપને પેહેરાઉં હું તે રાજનું તાજ.
"હું તખ્ત ઘાતકી અફ્રાસીઆબનું જીતીશ,
"મુજ નેઝાથી આકાશનું ભીત્તર ચીરીશ.
"કુલ કેશ્વરનાં સર્વે જુલમગાર શાહ
"બસ રૂસ્તમ ને મુજ હાથ મેળવશે સજા."
તેહેમીનાની આંખોમાં આંસુ આવ્યાં,
પણ મીન્નત આજુજી ન તેનાં ફાવ્યાં.
સોરાબ તેના ખ્યાલથી ન હટયો લગાર,
બસ પેદરને મલવા રહ્યો તલબગાર.

તેહેમીનાને બોલ્યો એક દહાડે સોરાબ,
"મને, માદર આપ અસ્પ જંગી શેતાબ."
નમેલાઓ બાદશાહીમાં કીધી તલાસ,
દીલાવર સોરાબ લાયક અસ્પ લાવે ખાસ.
ઘણા મસ્ત ઘોડાઓ લાવ્યા સવાર,
ઝીલી શકયા નહીં જેઓ સોરાબનો ભાર.
આખર લાવ્યા અસ્પ એક અતી જોરેમંદ,
જે રૂસ્તમનાં રખ્શનું હતું ખુદ ફરઝંદ.
કડણ તેની દેખી ને રંગ અને આબ,
બહુ હરખાયો દીલાવર જંગી સોરાબ.
ખુશી થઇને પસવાર્યું શરીર તમામ,
પીઠે મેલ્યું જીન તથા મોહમાં લગામ.
ઉલટભેર મારી કુદકો બન્યો અસ્વાર,
તેના જોમ, ઝડફ જોવા થઇ ઇંતેઝાર.
દીલે પેહેર્યું બખ્તર ને ભીડયાં હથ્યાર,
કમંદ, ગુર્ઝ, નેઝો, તીર, ખંજર, તરવાર.

પોકાર્યો કેકાઉસ સાથ મચાઉં જંગ સખ્ત,
ને આપું હું રૂસ્તમને ઇરાનનું તખ્ત!
ખબર પામ્યો જ્યારે બદ અફ્રાસીઆબ,
કે જંગ ઉપર ચહડયો છે જવાન સોરાબ.
થયો દીલમાં બહુ રાજી તે મુજી શાહ,
કે પામીશ હવે મ્હારી મોરાદની રાહ.
સોરાબ છે જોરેમંદ, પણ નાદાન તમામ,
બુરૂં મ્હારૂં એનાથી પાર પાડું કામ.
એવો મનમાં બુરો લઇ આવી વિચાર,
સોરાબ સારૂં મોકલી સેના બેશુમાર.
ને કેહેવડાવ્યો તે સાથે સંદેશો એ,
કેકાઉસ આપણુ બંનેનો બદ દુશ્મન છે.
હરાવવા ઇરાનનો તે શાહ જુલમગાર,
તુજ ક્રીર્તિમાં હું બી બનું હીસ્સેદાર.
તુરાની લશ્કરમાં હતા બે સરદાર,
હુમાન અને બાહમાન, ચાલાક ને હોશિયાર,
હતું તેમને અફ્રાસીઆબનું ફરમાન,
"થવા દેતા ના બેટા બાપને પિછાન.
"કરાવજો બંનેને એકેક સાથે જંગ,
"કે એકને હાથે બને બીજો બતંગ.
"રૂસ્તમ બુઢો ને સોરાબ નવજવાન,
"જવાનના જરબથી જશે જઇફનો જાન.
"પછી જંગી સોરાબ છે એવો નાદાન,
"ફરેબથી લેવાશે એનો સેહેલથી જાન.
"પરાગંદે થશે બાપ બેટા બદબખ્ત,
"તરત આવશે મુજ કબજે ઇરાનનું તખ્ત."
તુરાની સેના સાથે શૂરો સોરાબ,
ઇરાન સામે જંગ કરવા વધ્યો શેતાબ.

---

## રૂસ્તમ પહેલવાનનું મરણ.

કથા ને પુરાણી તવારીખ કેહેનાર,
કરી એમ ગયો છે કથા આશકાર.

નાચ, ગાયનમાં કુશળ ને રૂપવાન અતિ,
ઝનાનામાં ઝાલના એક બાંડી હતી.
તે બાંડીથી ઝાલને એક પૂત્ર થયો,
સુરત જેની સુંદર જોઇ ઝાલ ખુશ રહ્યો.
દેખાવમાં તે બાળક બીજો સામસવાર,*
થયું મગ્ન કુલ કુળ જોઇ તેનાં દીદાર.
કાબુલ અને કાશમીરના જ્યોતિશ જાણનાર,
પાક આતશ ને અહુરમઝદના પરેસ્તાર,
તપાસવા બેઠા ગૃહ, સેતારાની ચાલ,
તે બાળકના ભવિષનો જાણવા એહેવાલ.
પડી તેમને માલમ એવી બદ નિશાન,
જોવા મંડયા એકેકનું મોંહ, થઇ હેરાન.
પછી બોલ્યા તેઓ "ઓ પેહેલવાન ઝાલ!
અમોએ તપાસી છે આસમાનની ચાલ.
નથી દીસતા આ બાળકના સારા સકન,
નથી શુભ કંઇ દરશાવતું ફરતું ગગન.
થશે જ્યારે વયનું એ ખુબસુરત બાળ,
ઓલાદ સામસવારની એ કરશે પાયમાલ.
એનેથી કુલ સીસતાનમાં ઉઠશે અકળાટ,
ઘણાં દીલને પોહોંચશે ગમી ને ગભરાટ.
ઇરાનમાં આવી પડશે મોહોટી ગુંચવણ,
પણ એનું પછી આવશે ટુંકમાં મરણ."
આ વરતારાથી દુઃખ્યું ઝાલનું જીગર,
કીધી અર્ઝ દાદારને ઝુંકાવી સર:—

---

* સામ નરીમાનનો બેટો અને ઝાલનો પીતા હતો. ઘણા દેવો તથા જંગલી જાનવરોને એણે માર્યાં અને માહાત કીધાં હતાં. એક ઘણું ઝનુની ને જંગલી જાનવર, જેનું નામ તેના આતશી ખવાસ અને રંગના સબબે "સોહામ" હતું, તેના ઉપર સામ સવારી કરીને દેવો સામે લડવા જતો હતો, તે પરથી સામને "સામ સવાર" કરીને કહેતા હતા.

"આ બચ્ચાંનું હૈયું પાક રાખજે ખોદા,
બુરો એને કભી થવા દેતો ના.
એવું કર ના થાય એથી ખાનદાન હેરાન,
ન વંશ સામ નરીમાનનું કરે વેરાન.
ખોદા, તુજ ભલાઇ પર છે અમનો આધાર,
છે તુંથીજ અમુને સુખ, સંતોષ, કરાર."

પણ લેખો લખાયલા કેમ ભુસાય કભી,
શું કીસમતનું ચક્ર કંઇ અટકાય કભી!
શગાદ રાખ્યું ઝાલે તે પૂત્રનું નામ,
શિખાડયા તેને એલ્મ, વિદ્યા તમામ.
ઉમરનો થયો જ્યારે એ નવજવાન,
રવાના તેને કીધો કાબુલીસ્તાન;
ને તે દેશના બાદશાહની એક પુત્રી સાથ,
જોડાયો એ શગાદની શાદીનો ગાંઠ.

જતો રૂસ્તમ પેહેલવાન દર વર્ષ કાબુલ,
ચોથાઇ કરવા તે રાજ્યમાંથી વસુલ.
એક સાલ તેણે ઉઘરાવી જાસતી ચોથાઇ,
દીધો જેથી પ્રજાનાં રહ્યાં દુ:ખાઇ.
ઘણો ચહડયો કાબુલના શાહનેબી કેહેર,
જમાઇ આગલ અસંતોષ કીધો જાહેર.
શગાદને બળત્રાં હતાં રૂસ્તમ પર,
તે બોલ્યો "છે રૂસ્તમ ભાઇ માહારો, મગર
નથી રાખતો કંઇ માહારે વાસ્તે એ માન,
ગણે છે મને તુચ્છ ને દુશમન પ્રમાણ.
એ ખાતર મને છે બહુ એનાપર કેહેર;
મુરાદ છે લઉં એકવાર એનાપર હું વેર.
છે ઇચ્છા થાય મારે હાથ એનું મરણ,
હું ચાહું છું કે તોડું હું એની ગરદન."
સવાલ કીધો કાબુલના શાહે "શગાદ!
તું કઇ તરેહ પાર તુજ ઉતારશે મુરાદ?"

શગાદનો જવાબ તુરત હતો તૈયાર,
"એનોબી કરી રાખ્યો છે મેં વિચાર.
હું કહું છું જે વાત આપી ધ્યાન સાંભળ શાહ!
ખસુસ આપણી મતલબ થશે હાંસલ, શાહ.
રચું છું હું બાજી એવી યુક્તિબાજ,
કે જાણે બનું છું હું તું થી નારાજ.
મને જાણે અંગદ તું દે છે અપમાન,
કરે છે ભર મજલીસમાં મને હૈરાન.
તે ખીજવાટમાં કાબુલથી ચાલી હું જાઉં,
ને રૂસ્તમ ને ઝાલ સન્મુખ ફરિયાદ ઉઠાઉં
કે માહારો કરે છે તું બહુ તિરસ્કાર,
બનું છું હું તાહારેથી ચાલુ બેજાર.
મુજ અપમાનનું વેર લેવા તેહેમતન રૂસ્તમ,
ચહડી આવશે ઉશકેરાઇ કાબુલ એકદમ.
હવે કહું છું હું તે પર લક્ષ આપ શાહ!
આરાસ્તે કરાવ મોટી શિકારગાહ.
તેની વાટ પર ખાડાઓ ઉંડા ખણાવ,
ઉભી આડી તરવારો તેમાં છુપાવ.
તાજું ઉગતું ઘાસ તથા મટ્ટીની સાથ,
ઢંકાવજે તું એ સઘળા ખાડાની વાટ.
છુપાવજે એ ખાડાઓ એવી મીસાલ,
જરાબી ન આવે તેનો બાહરથી ખ્યાલ.
શિકારે ત્યાં રૂસ્તમને જવા લલચાવ,
ફરેબથી તેને તું તે જગ્યે લઇ આવ.
તુટી પડશે રખ્શ સાથે ખાડા અંદર,
ખુની ખાડો બનશે બંનેની કબર."

થયાં શાહે કાબુલને અલબત પસંદ,
શગાદનાં આ હીકમતી ફરેબ ને ફંદ.
ઉતારવા કસદ દોજખી એ સરનજામ,
લીધી તક જમેલી જ્યાર મજલીસ તમામ,

ને ચાલેલી જ્યાફતની ભારી ધમાલ,
ને સાકી પીરસતા શરાબ લાલમલાલ.
શગાદ એકદમ ઉઠયો બની ગુસ્સેમંદ,
દેખાવ તેનો તુંદો, સુખન નાપસંદ.
થયું એથી કાબુલના શાહને ઝનુન,
બન્ને વચ્ચે થઇ તાનાજની જબુન.
ભર મજલીસમાં કીધો શગાદનો તુચ્છકાર,
ધિક્કારભર્યા સાદે એમ કીધો પોકાર–
"શેખી શાની રાખે છે શગાદ એકદમ!
નથી સામ નરીમાનની તાહારી તોખમ.
નથી ઝાલ તને ગણતો બેટા મીસાલ,
ધરાવતો નથી તુંજ પર સેહેજબી તે વાહાલ.
નથી ભાઇ તને ગણતો રૂસ્તમ નેકનામ,
કુટુંબ કુલ ગણે છે તને એક ગોલામ."
આ મેહેણાંથી ચીરડાયો જણે શગાદ,
ઉઠી ચાલ્યો, કરતો ખુદ હાથ પગ પછાડ.
ગયો ઝાબુલ દોડી તે તેહેમતનની પાસ,
ન થોભ્યો જરા કેડે લેવા તે શ્વાસ.
કીધી રૂસ્તમ પાસે જઇ કડવી ફરિયાદ,
તે પેહેલવાનને ઉશકેરી રહયો બદઝાદ.
બતાવ્યું બહુ ભાઇના પર રૂસ્તમે વાહાલ,
થયો ગુસ્સેમંદ સાંભળી તેનો એહેવાલ.
પોકાર્યો "જઇ કાબુલ હું વેર તાહારૂં લેઉં,
તે શાહને હું શિક્ષા નીજ એહેંકારની દેઉં.
ઝુંટાવી તેના સરથી બાદશાહી કોલાહ,
શગાદ, હું કરૂં તને કાબુલનો શાહ."

શગાદ ભેગો તેહેમતન કાબુલ ગયો,
ટુંક દિવસમાં શેહેર અંદર દાખલ થયો.
હાજર શાહે કાબુલ થયો તેના પાસ,
ઉઘાડા પગો, દીલે ખાકી લેબાસ.

મીનતઝારી ઘણી કરી બોલ્યો શાહ,
"રે માફ કર, જેહાંપનાહ, માહારો ગુનાહ.
છું મુજ શેખી માટે હું દલગીર તમામ,
કર માફ તેહેમતન માહારી તું તકસીર તમામ."
નમનતાઇના સાંભળી તે શાહના સુખન,
દયા થઇ જેહાંજોયનાં દીલમાં ઉત્પન્ન.
જેહાંપેહેલવાન બોલ્યો "ઓ કાબુલના શાહ,
નમનતાઇ જોઇ તુજ માફ કરૂં છું ગુનાહ."
દીધાં શાહે રૂસ્તમને બહુ માન અકરામ,
જરા રાખી નહીં મેહેમાનદારીમાં ખામ.
એનાં માનમાં મજલીસ આરાસ્તે કરી,
જંગી જ્યાફતો એને વાસ્તે કરી.
જરા જેહેમત, જરની ન રાખી કસર,
બસ મકસદ કે રેહે રાજી રૂસ્તમ નામવર.

શિકારગાહ હવે જેવી બની તૈયાર,
ને ખાડાઓ ભેદી ખણાયા ખુનખાર,
કે શાહ આવ્યો તેહેમતન રૂસ્તમની પાસ,
કહ્યું "છે તૈયાર એક શિકારગાહ ખાસ,
ઘણા મલશે જ્યાં જંગી શેરના શિકાર,
શિકારથી છે કસરત, શિકારથી કરાર."
શિકાર અલબત રૂસ્તમને હતો પસંદ,
પેહેરી બબ્રેબ્યાન, લીધી હાથમાં કમંદ;
ને ભાલા ને તીરો ને ચાચી કમાન,
કટારી ને શમશેર ને ગુર્જે ગાવ્યાન.
તેજી રખ્શ પર બન્યો તે પેહેલવાન અસ્વાર,
ઉલટભેર ગયો રણમાં કરવા શિકાર.
રહયો તેની એક પડખે શગાદ કંગાળ,
જેના નીચ ફરેબનો ન રૂસ્તમને ખ્યાલ.
ચતુર અસ્પ રખ્શ ત્યાં અટકયો એકદમ,
તે બાહોશ જનાવર ન ઉંચકે કદમ.

ઘણો તેથી ચીરડાયો જેહાંજોય પેહેલવાન,
કાંય રખ્શ માહારો આજે એમ બન્યો નાદાન!
સખ્ત ફટકાવ્યો રખ્શને, નહીં સાંખી ઢીલ;
ઉછળ્યો તેપરથી તે ઘોડો અસીલ.
ઉછળતાં સમેત પડયો ખાડા અંદર,
જે ઉંડો, અંધારો, ખુનખાર સદંતર.
છુપાવેલાં તે માંહે જે તીણાં હથીયાર,
ભોંકાઇ જખમી બન્યા બેઉ અસ્પ ને અસ્વાર.
ઉછળ્યો ફરી જોરથી રખ્શ રૂસ્તમ સંગ,
પરંતુ બીજે ખાડે પડયો બતંગ.
અક્કલ થાય હેરાન એવી મારી છલંગ,
પણ પાછું ત્રીજી ખાહીમાં પટકાયું અંગ.
પડયા, ઉઠયા, પડયા, પણ રાખી હિમત,
પડયા, ઉઠયા સાતવાર, પણ રૂઠયુંજ કીસમત.
તેઓ સાતમે બસ ખાડે બન્યા લાચાર,
જખમ કારી બન્નેનાં દીલ પર હજાર.
હવે ચેત્યો રૂસ્તમ આ કોણનું પીતુર,
શગાદ ગમ તે જોઇ બોલ્યો, સાદ દુઃખથી પુરઃ
"ઓ માહારા બીરાદર! કીધું શું આ કામ!
પીતા માહારો તેજ તુજનો પીતા નેકનામ;
તો મલ્યો શો એવો સબબ મોતેબર,
કે બાજી રચી માહારાં મોહોતને ખાતર?
રે ભાઇ થઈને કીધું કાંય આવું પીતુર,
કે જાન ભાઇનો જાય ભાઇને હાથે, ઓ ક્રુર!"
શગાદે તેને આપ્યો એવો ઉત્તર,
"ખોદાનો ઉતર્યો છે કોપ તાહારી પર.
ઘણાંઓનાં રેડેલાં જંગમાંહે તેં રકત,
તે કાજ હવે આવ્યું છે તાહારૂં બદબખ્ત.
લીધા આજ તુલીક તેં જે અસંખ્ય પ્રાણ,
તેનાં વેરનો દીવસ આજ આવેલો જાણ."

હવે બોલ્યો ઢોંગ કરતો કાબુલનો શાહ,
ખરો જાણે તેહેમતનનો હોય ખેરખાહ.
"અરે કેવો આએ બન્યો બુરો સંજોગ,
ફરેબીના ફનનો તું બન્યો છે ભોગ.
અરે અફસોસ! કેવો છે દુષ્ટ આજનો દન,
કે મુજ મુલ્કમાં કમોહોતે મરે તેહેમતન!
અરે લાવો નોશદારૂ કેઠેથી કોઇ,
કે રૂસ્તમ ન દે તેનો કિંમતી જાન ખોહી.
અરે! દોડી લાવો કોઇ એવું અકસીર,
સચેતન થાય જે વડે રૂસ્તમ શુરવીર."
ઠગાયો નહીં શાહના આ સાંભળી સુખન,
પણ સાંમણો થયો ગુસ્સે રૂસ્તમ તેહેમતન.
તે બોલ્યો "ઘણા શુરા શેહેનશાહો મહાન
નિકળ્યા મુજ સાંમણે લેવા માહારો જાન.
પણ આખર તેઓજ પડયા થઇ લાઇલાજ,
ખડો હુંજ રહયો ફત્તેહમંદ સરફરાજ.
કીધું છે તેં મુજ સાથે જબરૂં ફીતુર,
પણ યાદ રાખજે તું મુજ સુખન આ જરૂર,
કે જંગી મુજ બેટો ફરામર્ઝ પેહેલવાન,
કીનો લેશે માહરો, એ નક્કી તું જાણ:"
શગાદ પર હવે તેણે ફેરવી નજર,
કહ્યું તેને શોકમંદ ને દુઃખતે જીગરઃ
"બીરાદર, મુજ મૃત્યુ હાલ આવ્યું છે જયાર,
મુરાદ માગું છું તાહારી પાસ છેલ્લી વાર.
કે આપ તું મને એક તીર ને કમાન,
ધરી હાથમાં રહું જે તો જંગલી હેવાન
મને જીવતો સમજીને રેહે બીહીકથી દુર,
ને નહિં તો મુજ ભક્ષ કરવા ધસશે જરૂર."
જોઇ આવેલું નજદીક ભાઇનું મરણ,
શગાદનું બહુ હરખાયું અંતઃકરણ.

આપી છેલ્લી રૂસ્તમની ઇચ્છાને માન,
તેનાં દીલપર ફેંક્યાં એક તીર ને કમાન.
ઉલટથી તે રૂસ્તમે ઝીલ્યાં તરત,
કમાન વાળી તે પર તીર ચહડાવ્યું ઝટ.
શગાદને એ જોઇ લાગ્યો ભારી ગભરાટ,
ભરાયો ઝાડ પછવાડે, દીલમાં તડખાટ.
પણ તેહેમતને ટાંક્યું આબાદ એવું તીર,
વીંધી નાખ્યું ઝાડ સાથ તે ઠગનું શરીર.
નજર ઉંચકી પોતીકી આસમાન ગમ,
આભાર માનતો બોલ્યો એમ મરતો રૂસ્તમ—
"અહુરમઝદ, અહુરમઝદ, પરવરદેગાર,
કરૂં તારા શુક્ર હજારો હજાર.
કે મરવા આગમજ આપી તેં મને તક,
મુજ હાથ દેવા ખુનીને શિક્ષા બરહક.
કરૂં છું તને સ્વાધિન, રબ, માહારો જાન,"
એ શબ્દો સાથ રૂસ્તમે છોડયો ખુદ પ્રાણ.
તમામ સાથીઓ તેના પામ્યા મરણ,
ફસી ખુનખાર ખાહીઓમાં મોહોતને સરણ.
કમોહોતે ઝવારેહ ને બધા કપાઇ,
ગયા શાહ ને શગાદને છટકે ફસાઇ,—
સિવાય એક, જેણે નાહસી બચાવ્યો જાન,
ખબર ઝાલને કરવા તે દોડયો સીસતાન.

સુની મોહોત ને આફતનો એવો એહેવાલ,
ગિરફતાર થયો ગમમાં બુઝોર્ગ ઝાલ.
પીખી સરના બાલ, મારી માહીતમની બુમ,
"સદાનો થયો પ્યારો રૂસ્તમ તું ગુમ!
રે આએ મુજ બુઢાપામાં કેવો જખમ!
રે તું બદલે હું કાંય નહી મુવો રૂસ્તમ!
તું સામની ઓલાદમાં હતો અનુપમ,
રે પાક તાહારૂં રૂહ રેહેજો ખુશનુદ, રૂસ્તમ!"

જેણે ભાંજયું દીન, દેશના દુશમનનું જોર,
જેણે તોડયો દુષ્ટ, જાલમ દેવોનો દોર,
જેણે માર્યાં નાશકારક અઝદાહ, અઝગર,
અસંખ જંગલી, જનુની જાનવર જબ્બર,
રહ્યો જે સદા તાજને પુર વફાદાર,
યકીનથી જેણે ભજ્યો પરવરદેગાર,*
ઇરાનને કીધું જેણે જગત–આશકાર,
તે રૂસ્તમના રૂહ પર દરૂદ હો હજાર.
જમાના હજાર થઇ ગયા છે પસાર,
આ ધરતી ઉલટપાલટ થઇ તરેહવાર,
પણ અમર ને તાજી હજી એની યાદ,
અશો રૂહ એ રૂસ્તમનું રહો સદા શાદ!

---

" Rustam is as much distinguished for piety as bravery. Every success is attributed by him to the favour of Heaven. In the achievement of his labours in the Heft-Khan his devotion is constant, and he everywhere justly acknowledges that power and victory are derived from Him alone. "(**Atkinson**.)

# NEGLECTED CHILDREN.

If your child is suffering from *PHYSICAL DEFORMITY*, do not neglect either to get it nipped in the bud or to arrest its further nefarious growth. Delay in the matter means the ruining of his future prospects for ever, making his life a burden to himself and to those who are nearest and dearest to him. Our advice to parents of such children is that they *should consult their medical men and bring their wards to our INSTITUTION for the necessary treatment.*

We are treating daily hundreds of *DEFORMED CHILDREN* for *SPINAL CURVATURE*, *INFANTILE PARALYSIS*, *FRACTURE* or *DISPLACEMENT* of *JOINT*, *CROSS FEET*, *WALKING ON HEELS*, *etc.*, *etc.* We also *treat children by electricity* and *by mechanical and manual massages*. The preparing of various kinds of *DEFORMITY APPLIANCES* is a speciality with us.




We beg to add for your information that we had had of late to extend our ORTHOPÆDIC DEPARTMENT with a view to increase the output in order to successfully cope with the increasing demands of suffering humanity.

Our *qualified Specialist* will be pleased to give his advice in every case of *DEFORMITY*.

Treatise on *DEFORMITY* and our *ZANDER INSTITUTION MANUAL* will be sent free on request to medical men only.

Apply to—The Superintendent, ZANDER ORTHOPÆDIC and MEDICO-ELECTRO INSTITUTE (Incorporated with N. POWELL & Co.), Lamington Road, BOMBAY.

# મુંબઈના જરથોસ્તીઓના મરણ વખતનું
# અરસપરસના લાભનું ફંડ.

આ ફંડની નેમ મુંબઈ ખાતે વસ્તા પારસી મેમ્બરોના કુટુંબોને અરસપરસની મદદ આપવાની અને તે મધેથી મેમ્બરોના ગુજરવા બાદ તેમના નેમેલા "નોમીનીઓને" લાભ આપવાની છે.

ફંડનો વહીવટ મુંબઈના જાણીતા પારસી ગ્રહસ્થોના હાથમાં છે.

ફંડના છેલ્લા છપાયલા રીપોર્ટ પ્રમાણે તેની પુંજી રૂ. ૨,૯૦,૦૦૦ ઉપરની છે. તેમાં નામદાર સરકારે પસાર કરેલા કાયદા મુજબ ૧,૨૬,૦૦૦ કંટ્રોલર-જનરલને ડીપોઝીટના આપ્યા છે.

**દાખલ થવાના ફોરમ માટે લખો:—**

અરદેશર દાદી સ્ટ્રીટ,
ખેતવાડી, મુંબઈ.

**મનચેરશા બમનજી,**
**સેક્રેટરી.**

---



Fig. 4201.

Fig. 4201. **Personal Weighing Machine.** This Machine will weigh up to 24 stones. The size of platform, 10½ × 13½ in., fitted with brass steel yard and slide. The iron work is nicely japanned and relieved with gold bronze. Rs. **19-0**.

## N. POWELL & Co.,—BOMBAY.